બાળગ્રંથાવલિ–પુસ્તક ૩ જું.

# બાળકોની વાતો.

ત્રીજી આવૃત્તિ. કુલ પ્રત ૧૦૫૦૦



સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,
મુંબઈ–અને અમદાવાદ.



મૂલ્ય ત્રણ આના.

# બાળકોની વાતો

## ભાગ ૧ લો.

લેખકઃ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર
મુ. ચોરવાડ ( કાઠિયાવાડ )

પ્રકાશકઃ સસ્તું સાહિત્યવર્દ્ધક કાર્યાલય
તરફથી ભિક્ષુ-અખંડાનંદ. કાલબાદેવી-મુંબઇ.

ચોથી આવૃત્તિ. પ્રત ૪૩૦૦. કુલ પ્રત ૧૦૬૦૦.

સંવત્ ૧૯૭૫-સને ૧૯૧૯.

અમદાવાદમાં ધી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.

મૂલ્ય ત્રણ આના.

# અનુક્રમણિકા

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

## બાળકો માટે પુસ્તકો લખવામાં પડતી મુશ્કેલીઓ.

આપણા દેશમાં અને તેમાં પણ આપણી ગુજરાતી ભાષામાં બાળકોને વાંચવા લાયક પુસ્તકો બહુ થોડાં છે, કારણ કે આપણા દેશમાં હજી જેવી જોઇએ તેવી કેળવણી વધી નથી, તેથી જુદી જુદી બાબતોનાં ખાસ પુસ્તકો બહુજ થોડાં છે. બાળકોને કામ લાગે એવાં પુસ્તકો રચવામાં બહુ મુશ્કેલી છે, કારણ કે પ્રથમ તો ભાષાનીજ અગવડ પડે છે. બાળકો કાંઇ કઠિન ભાષા સમજી શકે નહિ, તેઓને તો સાદી ઘરગતુ ભાષા જોઇએ, અને એવી સાદી ઘરગતુ ભાષામાં ઉંચા વિચારો લાવવા એ કાંઇ સહેલું કામ નથી. ઘણા વિદ્વાનો વિદ્વાનોને માટે પુસ્તકો લખી શકે છે, પણ બાળકો સમજી શકે તેવાં પુસ્તકો લખી શકતા નથી, કારણ કે ભાષાની બાબતમાં તેઓ એટલા નીચે ઉતરી શકતા નથી. એ સિવાય બીજી મુશ્કેલી એ છે કે નાનાં બાળકોના મનમાં કયી જાતના વિચારો ઠસાવવાથી તેઓનું પોતાનું અને દેશનું ભલું થાય? એ એક મુખ્ય સવાલ છે. એના જવાબમાં કોઇ વિદ્વાનો કહે છે કે સામાન્ય નીતિનું શિક્ષણ બાળકોને આપવું જોઇએ; એમાંજ તેઓનું અને દેશનું કલ્યાણ છે. કોઇ વિદ્વાનો કહે છે કે લૂખી નીતિના ઉપલક પાઠોથી કાંઇ વળે નહિ, પણ જાગતી જ્યોત જેવા સ્વદેશપ્રેમનુંજ તેઓને શિક્ષણ આપવું જોઇએ, તોજ તેઓનું અને દેશનું કલ્યાણ થાય. કોઇ વિદ્વાનો કહે છે કે તેને નાની ઉમ્મરમાંથીજ ખાસ ધર્મનું શિક્ષણ આપવું જોઇએ, તોજ તેઓનું અને દેશનું વધારે કલ્યાણ થઇ શકે; કારણકે ધર્મ વિનાજ બધું સત્યનાશ વળતું જાય છે. કોઇ વિદ્વાનો કહે છે કે

પ્રાચીન ઋષિઓની જુની રીત પ્રમાણે ગુરુને ઘેરે—જંગલમાં—એકાંતમાં વિદ્યાર્થીઓને રાખીને તેઓને કેળવવા જોઇએ. કોઇ વિદ્વાનો કહે છે કે અમેરિકા જાપાન વગેરે સુધરેલા દેશમાં છેલ્લામાં છેલ્લી ને નવામાં નવી રીતનું જે શિક્ષણ અપાય છે તે રીતનું શિક્ષણ આપણાં બાળકોને આપવું જોઇએ. કોઇ વિદ્વાનો કહે છે કે નિશાળના અભ્યાસનાં પુસ્તકો સિવાય બીજી કોઇ બાબતો વિદ્યાર્થીઓના મનમાં દાખલ થવા દેવી નહિ, અને કોઇ વિદ્વાનો કહે છે કે દેશના હિતના દરેક મુખ્ય સવાલો અને અગત્યની ચર્ચાઓ દરેક વિદ્યાર્થીઓએ થોડી ઘણી પણ જાણવીજ જોઇએ.

બાળકોને માટે પુસ્તકો લખનાર લાગણીવાળા વિદ્વાન લેખકોના મનમાં આવા ઘણાએ ગંભીર સવાલો ઉભા થાય છે, અને એ બધા સવાલો એવા મુસ્કેલ છે કે હજી બીજાં ઘણાં વરસો સુધી પ્રજાનો મોટો ભાગ મંજુર રાખે એવો તેના સાર્વજનિક ખુલાસો થઈ શકે તેમ નથી, તેથી પરિણામ એ થાય છે કે જો કોઇ એકજ સવાલ ઉપર બહુ ભાર મૂકીને કોઈ વિદ્વાન પુસ્તક લખે તો તે પુસ્તક બધાં મંડળોમાં લોકપ્રિય થઇ શકતું નથી. આવી જાતની મુસ્કેલીઓ છે તેથી બાળકોને લગતાં ખાસ પુસ્તકો આપણા દેશમાં બહુજ થોડાં છે. પણ હવે આપણા લોકોમાં કેળવણી વધતી જાય છે, એટલે હવે એ સ્થિતિ ચાલુ રહી શકે તેમ નથી. આપણે દરેક લાઇનમાં કાંઇક કાંઇક પણ આગળ વધવુંજ જોઇશે, અને તેને પરિણામે દરેક લાઇનમાં કાંઈક નવાં નવાં લખાણો લખાય એ સ્વાભાવિક છે. છતાં પણ આવી મુસ્કેલીઓને લીધે એવાં લખાણો કદી લોકપ્રિય ન થઇ પડે તો એમાં પણ કાંઈ નવાઈ નથી, કારણ કે જે વખતે દેશના બધા વિદ્વાનો જુદા જુદા મતમાં વહેંચાઇ ગયા હોય તે વખતે કોઇ કોઇ બાબત બધાઓને રૂચતી ન થઇ પડે એ બનવા જોગ છે, પણ એથી કાંઈ લોકોમાં

આવતી નવી જાગૃતિ અટકી જાય તેમ નથી, એટલે હવે દરેક લાઇનમાં નવાં નવાં લખાણો તો થવાનાંજ, તેમજ બાળકો માટે ઘણાએ લેખકો ઘણાંએ પુસ્તકો લખશે, તે માંહેલું આ એક મ્હારૂં પુસ્તક છે.

## આ પુસ્તકની ઉત્પત્તિ અને તેના હેતુઓ.

બાળકો તથા સ્ત્રીઓ માટે ખાસ પુસ્તકો લખવાના વિચારો મ્હારા મનમાં ઘણાં વરસો થયા ઘોળાયા કરતા હતા, અને મ્હારા ઘણાએ વિદ્વાન મિત્રો પણ મને વારંવાર કહેતા કે "તમારા લખાણની ભાષા બહુ સહેલી છે, માટે તમે બાળકો સારૂ કાંઇક પુસ્તક લખો તો બહુજ સારૂં," તેથી મેં આ પુસ્તક લખેલું છે. અને તેમાં કોઇ પણ એક બાબત તરફ ન ઝુકી જવાય પણ જરૂરની બધી બાબતો આવી જાય એવી તજવીજ રાખેલી છે. જેમકે, ધર્મ વિષે, સ્વદેશપ્રેમ વિષે, નીતિ વિષે, અભ્યાસ વિષે, પરમાર્થ વિષે તથા જમાનાને અનુસરતા બીજા ઉદાર વિચારો વિષે બાળકો સમજી શકે તેવી સહેલી ભાષામાં અને તેના મગજમાં ઉતરી શકે તેવા ખુલાસાથી લખેલું છે; એટલુંજ નહિ પણ બાળકો માટે આજ સુધી બીજાં જે પુસ્તકો છે તે કરતાં આ પુસ્તક કાંઇક જુદીજ જાતનું છે. અને સ્પેશીયલ અસર કરનારૂં છે, એમ હું માનું છું. આ પુસ્તક પ્રેમ અને લાગણીથી ભરેલું છે, એટલુંજ નહિ પણ એના સહેલા દાખલાઓ બાળકોના મનમાં કુદરતી રીતેજ રમી રહે તેવા છે, કારણ કે તેમાં બાળકોના સ્વભાવનાં ચિત્રો છે, એટલે તે બાળકોને ગમી જાય તથા તેઓમાં હોંસે હોંસે વંચાય તેમ છે. બાળકોના સ્વભાવનાં ચિત્રો છતાં તેમાં વિચારો પણ ઉંચા છે, માટે મને એમ લાગ્યું કે આવી જાતનાં પુસ્તકો તો જેમ બને તેમ ઓછામાં ઓછી કિંમતે બાળકોમાં ફેલાવવાં જોઇએ, કારણ કે બાળકો એ દેશના ભવિષ્યની આશા છે, માટે બાળકોના મનમાં સારા સંસ્કારો બેસાડવા એ સૌથી

મોટામાં મોટું, સૌથી વધારે જરૂરનું અને સૌથી ઉત્તમ કામ છે, તેથી મેં ઠરાવ કર્યો કે આ પુસ્તકમાંથી કાંઇ પણ નફો મ્હારે લેવો નહિ, પણ તે પડી કિંમતેજ આપવું, કે જેથી કરીને લાગણીવાળા શ્રીમંતો તેની સેંકડો નકલો ખરીદીને ગરીબ વિદ્યાર્થીઓને મુફત આપી શકે, અને થોડા ખર્ચમાં મોટો પરમાર્થ કરી શકે. મ્હારા એ વિચાર સાથે મળતા થઇ ભાવનગર નિવાસી મ્હારા એક સ્નેહી ભાઇએ પડી કિંમતે વેચવા સારૂ પોતાને ખરચે આ પુસ્તક છપાવ્યુ છે, માટે તેમનો માનપૂર્વક ઉપકાર માનું છું.

જો આ પુસ્તક લોકોને ગમશે અને તેનો બહુ ફેલાવો થશે તો પડી કિંમતે વેચવા સારૂ બાળકો માટે આ જાતનાં બીજાં વધારે નવાં પુસ્તકો લખતાં મને બહુ આનંદ થશે.

બદરીનારાયણના રસ્તામાં, પોથી ચટ્ટી, તા. ૯-મે-૧૯૦૯

**વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.**



# આ (ચોથી) આવૃત્તિ વિષે.

કાગળો ઇ. ની મોંઘારતને લીધે આ આવૃત્તિના મૂલ્યમાં વધારો ન કરવો પડે તેટલા સારૂ રૂ. બસોની સહાય શેઠ જીવણલાલ અને કંપની ( મું. મુંબઇ અને કલકત્તાવાળા શાહ રામજીભાઇ હંસરાજ ) તરફથી મળી છે, જેને માટે તેમનો અત્ર સપ્રેમ આભાર માનવામાં આવે છે.

સં. ૧૯૭૫-ભાદ્રપદ. **ભિક્ષુ અખંડાનંદ.**

# બાળકોની વાતો.

## ભાગ ૧ લો.

એક ફળીયામાં થોડાક છોકરાઓ રમતા હતા, ત્યાં જઇને ડાહ્યાભાઇ નામના એક છોકરાએ કહ્યું:—

મણિભાઈ, અહિં તો આવો, આ ચોપડી બહુ મજેની છે.

એ સાંભળી મણિભાઇએ કહ્યું:- ચોપડી મજેની હોય એમાં આપણું શું વળ્યું ? આપણે એમાં શું સમજીએ ?

ડાહ્યાભાઈએ કહ્યું:—આપણે સમજી શકીએ એવું આ ચોપડીમાં છે તે સારૂ તો હું તમને બોલાવું છું. જુઓને, આ પહેલોજ પાઠ રમવા માટેનો છે, જરા સાંભળો તો ખરા.

એમ કહી ડાહ્યાભાઇ તે પાઠ વાંચવા લાગ્યા.

## પાઠ ૧ લો—રમવા વિષે.

### આપણે શા માટે રમવું જોઇએ ?

એ સાંભળીને મગન હસી પડયો, અને બોલી ઉઠયો કે, એમાં વળી કારણ તે શું ? આપણને રમવાનું મન થાય છે તે માટે આપણે રમવું જોઈએ.

મોહને કહ્યું:-રમવાનું મન થાય છે એ વાત સાચી, પણ

શા માટે રમવાનું મન થાય છે ? એનું પણ કાંઈક કારણ તો હોવું જોઇએ.

એ સાંભળીને મગને કહ્યું:–બોલ, ત્યારે તેનું શું કારણ છે ?

મોહને કહ્યું:–એ વિષે કાંઇ મને ખબર નથી, પણ આ પાઠ વાંચી જુઓ, એટલે ખબર પડશે.

એ પછી ડાહ્યાભાઈ પાઠ વાંચવા લાગ્યા. તેમાં લખ્યું હતું કે, પોતાના ગામમાં જે જાતની સારી રમતો ચાલતી હોય તે રમતો છોકરાઓએ જરૂર રમવી જોઇએ; કારણ કે રમવાથી શરીરમાં બળ આવે છે, રમવાથી ખાધેલું પચી જાય છે, રમવાથી મન આનંદમાં રહે છે, રમવાથી નવા નવા ભાઈબંધો મળે છે, રમવાથી હાથ પગ આંખ કાન વગેરેની ચાલાકી વધે છે, રમવાથી વાતચિત કરતાં આવડે છે, રમવાથી હિંમત વધે છે, રમવાથી મજેની ઉંઘ આવે છે, રમતનો શોખ લાગવાથી કજીઆ ઓછા થઈ જાય છે, રમવાથી ઘણી જાતના રોગ મટી જાય છે, રમતમાંથી માન પણ મેળવી શકાય છે, રમતના આનંદથી ભણવાનો થાક ઉતરી જાય છે, અને રમતગમતથીજ બાળકો જલદી મોટાં થઇ શકે છે; માટે બાળકોએ દરરોજ રમવુંજ જોઇએ.

## આપણે કેવી રીતે રમવું જોઇએ ?

આ સાંભળીને મગન બોલી ઉઠયો કે, વાહરે વાહ ! આ ચોપડી તો ઘણી મજેની ! રમવાની વાત તો મને ગમી, હવે તો આપણે રોજ ખૂબ રમીશું ! મ્હારી મા રમવાની ના પાડશે ત્યારે આ ચોપડી તેને વંચાવીશ. કેમ, કેવી મજે ! એમ

કહીને રતિલાલના હાથમાં તાળી દઈને તે નાચવા-કૂદવા મંડયો.

એ સાંભળીને દડો ઉછાળતાં ઉછાળતાં નાનાભાઈએ કહ્યું:- રમવામાંથી મણિલાલનો પગ ભાંગ્યો છે એ ખબર છે કે ?

ડાહ્યાભાઈએ કહ્યું:—આખો પાઠ સાંભળ્યા વિના ગરબડ કાં કરો ? કેવી રમત રમવી જોઈએ, એ તો જરા સાંભળો.

## રમવાના નિયમો.

માતા-પિતાની તથા માસ્તરની રજા લઈને આપણે રમવું જોઈએ. આપણા મનને ગમે એવી રમત આપણે રમવી જોઈએ. આપણાં શરીરને ભારે પડે નહિ એવી રમત આપણે રમવી જોઈએ. કોઈને નુકસાન થાય નહિ એવી રમત આપણે રમવી જોઈએ. આપણું શરીર મજબૂત થાય એવી રમત આપણે રમવી જોઈએ. આપણા ભણવામાં કે આપણા કામકાજમાં અડચણ ન થાય એવી રીતે આપણે રમવું જોઈએ. જુઠું બોલવું પડે નહિ, મારામારી કરવી પડે નહિ, બહુ ખરચ કરવું પડે નહિ અને બહુ જોખમ થાય નહિ, એવી સાદી સાદી તથા બહાદૂરી વધે એવી રમતો આપણે રમવી જોઈએ; અને આપણું પોતાનું ભલું થાય, આપણાં માબાપ આપણી બાળકપણાની રમતો જોઈને રાજી થાય, આપણો જીવ આનંદમાં રહે તથા આપણામાં ચાલાકી વધે તે રીતે આપણે રમવું જોઈએ. બાળકોના સ્વભાવમાં કુદરતી રીતેજ રમત-નું જોર બહુ હોય છે, તેથી બધાં બાળકો પ્રથમ રમતાં શીખે છે, અને પછી રમતમાં ને રમતમાં જેમ જેમ તેની શક્તિઓ ખીલતી જાય તેમ તેમ તેનામાં ડહાપણ આવતું જાય છે, માટે સૌ બાળકોએ પ્રથમ સારી રીતે રમતાં શીખવું જોઈએ.

છુટથી રમે નહિ તેઓને બહુ નુકસાન થાય છે.

રમત એ શરીર સુધારવાનું તથા અભ્યાસનું પહેલું પગથીયું છે, માટે જે છોકરાંઓ એ પહેલા પગથીઆ ઉપર ચડયાં ન હોય, એટલે કે જેને બહુ રમતાં આવડતું ન હોય, જેને રમવાની ટેવ ન હોય, અથવા જે માબાપો પોતાનાં છોકરાંઓને જરૂર જેટલી છુટથી રમવા દેતાં ન હોય, તે છોકરાંઓ શરીરે નમાલાં હોય છે; અને સ્વભાવમાં રોતીસુરત જેવાં હોય છે. એવાં છોકરાંઓના હાથ પગ સાંઠીકડાં જેવા હોય છે, પેટ ગાગરડી જેવું હોય છે, છાતી નબળી હોય છે, મગજ ખાલી અને બુદ્ધિ થોડી હોય છે, તેથી ભણવા-ગણવામાં કે ઘરનાં કામકાજ કરવામાં તેઓ ઢીલાં હોય છે; અને એ ઢીલાપણું તેઓને બધી બાબતોમાં બહુ નડયા કરે છે, તેથી તેઓ ચીડીયા સ્વભાવનાં તથા ઉદાસ જેવાં બની જાય છે. બાળકપણામાંથીજ આવી માઠી હાલત થાય એ બહુજ ખરાબ છે, માટે બધાં બાળકોએ પોતાનામાં ડહાપણ તથા બહાદૂરી વધે એવી સારી સારી નિર્દોષ રમતો રમવી જોઇએ, અને માબાપોએ તેમાં મદદ કરવી જોઇએ.

આ સાંભળીને નાનાભાઇએ કહ્યું:—મને રમવું બહુ ગમે છે, પણ મ્હારી બા મને રમવા દેતાં નથી, માટે હવે હું એમની વાત નહિ માનું, અને એ ના પાડશે તો પણ રમવા ચાલ્યો જઇશ.

ત્યારે ડાહ્યાભાઇએ કહ્યું:—અરે ભાઈ, એમ તે કાંઈ થાય ? માબાપનું કહ્યું તો આપણે જરૂર જરૂર ને જરૂર માનવુંજ

જોઈએ; કારણ કે આ બીજા પાઠમાં એજ બાબત આવે છે. તમે જરા સાંભળો તો ખરા.

એમ કહીને ડાહ્યાભાઈ બીજો પાઠ વાંચવા લાગ્યા.

---

# પાઠ ૨ જો—માબાપ વિષે.

## શા માટે આપણે માબાપનું કહ્યું માનવું જોઈએ ?

આપણે બાળક છીએ તેથી હમણાં આપણામાં બુદ્ધિ થોડી છે, અને આપણાં માબાપ આપણા કરતાં બહુ મોટાં છે, બહુ ડાહ્યાં છે, બહુ જાતના અનુભવવાળાં છે, અને આપણા સુખ માટે બહુ તજવીજ રાખનારાં છે, માટે આપણે આપણાં માબાપનું કહ્યું માનવું જોઈએ. આપણું ભલું શેમાં છે, એ આપણે હજુ સમજતા નથી, પણ આપણાં માબાપ તે સમજે છે, માટે આપણે તેઓનું કહ્યું માનવું જોઈએ. આપણાં માબાપ આપણને ખાવા-પીવાનું આપે છે, પહેરવાને લૂગડાં આપે છે, પોતાના ઘરમાં રહેવા દે છે, અને આપણને સુખી કરવા સારૂ તેઓ ઘણી જાતનાં દુ:ખો ભોગવે છે, માટે આપણે તેઓનું કહ્યું માનવું જોઈએ. આપણાં સુખ સારૂ તેઓ બહુ મહેનત કરે છે, બહુ ખરચ કરે છે, અને બહુ લાગણી રાખે છે, માટે આપણે તેઓનું કહ્યું માનવું જોઈએ. આપણાં માબાપને આપણી ઉપર અતિશય હેત હોય છે, માટે એ હેતને ખાતર આપણે તેઓનું કહ્યું માનવું જોઈએ. આખા જગતનાં

જેવાં ભલાં ભલાં માણસો પોતપોતાનાં માબાપનું કહ્યું માને છે, માટે આપણે પણ આપણાં માબાપનું કહ્યું માનવું જોઈએ. જો આપણે આપણા માબાપનું કહ્યું માનીએ નહિ તો એ જોઈને આપણાં છોકરાં પણ આપણું કહ્યું માનશે નહિ, અને જો એમ થાય તો આપણે બહુ દુ:ખી થઈ જઈએ, તે માટે આપણે આપણાં માબાપનું કહ્યું માનવું જોઈએ; એટલુંજ નહિ પણ શાસ્ત્રનો હુકમ છે, માટે આપણે આપણાં માબાપનું કહ્યું માનવું જોઈએ. માબાપને રાજી રાખવાથી ઈશ્વર રાજી થાય છે, માટે આપણે આપણાં માબાપનું કહ્યું માનવું જોઈએ, તેઓની સેવા-ચાકરી કરવી જોઈએ, તેઓને માન આપવું જોઈએ, અને તેઓ રાજી રહે તેમ કરવું જોઈએ. તેઓએ આપણી ઉપર એટલા બધા ઉપકાર કરેલા છે કે કોઈ પણ રીતે આપણાથી એનો બદલો વળી શકે તેમ નથી, માટે તેઓને રાજી રાખવા સારૂ તથા તેઓના આશીર્વાદથી આપણું ભલું થાય તે સારૂ આપણે તેઓનું કહ્યું માનવું જોઈએ. એ આપણું મુખ્ય કામ છે.

## માબાપના ઉપકાર.

બીજું આપણે એ પણ વિચાર કરવો જોઈએ કે આપણાં માબાપ જો પોતાના ઘરમાંથી આપણને કાઢી મૂકે તો આપણા કેવા બૂરા હાલ થાય? આપણને ખાવાનું ન આપે તો આપણે શું કરી શકીએ? આપણે માંદાં હોઈએ ત્યારે તેઓ આપણી સંભાળ ન રાખે તો આપણે કેમ જીવી શકીએ? તેઓ જો આપણને ભણાવે નહિ ને ધંધો-રોજગાર શિખવે નહિ તો

આપણે કેવા જંગલી જેવા થઇ જઈએ ? અને તેઓ જો આપણને દરેક બાબતમાં બહુ મદદ ન કરે તો આપણા કેવા બૂરા હાલ થાય ? એ જરા વિચાર તો કરો; એટલુંજ નહિ પણ એવી રીતે દરેક બાબતમાં આપણને મદદ કરવા માટે આપણાં માબાપને કેટલું બધું દુઃખ ખમવું પડે છે, એનો પણ આપણે વિચાર કરવો જોઈએ. જો એ બધું વિચારીએ તો જરૂર આપણને એમ લાગે કે આપણાં સુખ સારૂજ તેઓને ઘણી જાતનાં દુઃખો ખમવાં પડે છે. જેમકે, આપણું પાલન-પોષણ કરવા સારૂજ તેઓને ધંધા–રોજગારમાં વધારે મહેનત કરવી પડે છે. આપણે સુખી રહી શકીએ તે સારૂજ ઘણી બાબ-તોમાં તેઓને ગરીબાઈ ભોગવવી પડે છે. આપણું ભલું કર-વાના ઈરાદાથીજ તેઓ ઘણી જાતની હાયવોય ભોગવે છે. આપણને સુખી રાખવા સારૂજ તેઓ ટાઢ–તડકા વેઠે છે તથા બીજાઓનાં અપમાન ખમે છે, અને આપણે માટે સુખનાં સાધનો મૂકી જવા સારૂજ તેઓ બધી જાતની જંજાળો ભોગવે છે; કારણ કે આપણે સુખી થઈએ તોજ તેઓનો આત્મા રાજી થાય. એટલું બધું તેઓનું આપણી ઉપર હેત છે, અને એ હેતનો બદલો આપણે કોઇ પણ રીતે વાળી શકીએ તેમ નથી. આપણે મોટા થઈએ ત્યારે તેઓને બહુજ સુખ આપીએ તોપણ એ હેતનો અને એ ઉપકારનો બદલો વળી શકે તેમ નથી, ત્યારે હાલના આપણા બાળકપણામાં તો એ બદલો ક્યાં-થીજ વળી શકે ? નજ વળી શકે. પણ આપણાં માબાપ એટલાં બધાં દયાળુ છે કે તેઓ આપણી પાસેથી હમણાં કાંઈ પણ

માગતાં નથી, માત્ર આપણે તેઓનું કહ્યું માનીએ એટલામાંજ તેઓ રાજી થઇ જાય છે, અને એમાં પણ તેઓનું હેતજ છે; કારણ કે તે કાંઈ આપણને દુઃખ થાય એવું કહેતાં નથી, પણ આપણું ભલું થાય એવુંજ કહે છે, માટે આપણે જરૂર તેઓનું કહ્યું માનવું જોઇએ. જો તેઓનું કહ્યું ન માનીએ તો આપણે બહુ ખરાબ છોકરા કહેવાઇએ, કારણ કે જેણે આપણી ઉપર આટલા ઉપકારો કર્યા હોય અને જે આપણને માટે રાત દહાડો તરફડયા કરતાં હોય તથા જે આપણું ભલું થાય એવીજ બાબતો કહેતાં હોય તેઓનું પણ કહ્યું ન માનવું, એ કરતાં વધારે નાલાયકી બીજી કઇ ? માટે આપણે જરૂર આપણા માબાપનું કહ્યું માનવું જોઇએ.

## જનાવરો પણ પોતાનાં માબાપનું તથા ધણીનું કહ્યું માને છે.

અરે! જરા વિચાર તો કરો કે વાંદરો પણ મદારીનું કહ્યું માને છે, ગાય-ભેંસ પણ પોતાના ગોવાળનું કહ્યું માને છે, અને ગધેડાં પણ પોતાના ધણીનું કહ્યું માને છે; ત્યારે જો આપણે આપણાં માબાપનું કહ્યું ન માનીએ તો એ કેટલું બધું ખરાબ ? એટલુંજ નહિ પણ જેમણે આપણી ઉપર આટલા બધા ઉપકાર કર્યા હોય, જે આપણે માટે આટલું બધું દુઃખ ખમ્યાં હોય, અને જે આપણી ઉપર આટલું બધું હેત રાખતાં હોય તેઓનું કહ્યું ન માનીએ તો આપણને બહુ પાપ લાગે, અને આપણાં માબાપ ઉપર આપણે હેત ન રાખીએ તો ઈશ્વર આપણી ઉપર હેત રાખે નહિ; માટે એ પાપમાંથી

બચવા સારૂ તથા ઈશ્વરને રાજી કરવા સારૂ અને પ્રેમનો બદલો પ્રેમથી વાળવા સારૂ આપણે આપણાં માબાપનું કહ્યું માનવું જોઇએ, અને તેઓ રાજી રહે તેમ કરવું જોઈએ. કારણ કે તેઓ રાજી રહે તોજ આપણું ભલું થાય છે, માટે આપણે માન ભરેલી રીતે આપણાં માબાપોનું કહ્યું માનવું જોઇએ અને પ્રેમ રાખીને તેઓની સેવા કરવીજ જોઇએ.

## હવેથી હું હમ્મેશાં મારાં માબાપનું કહ્યું માનીશ.

આ સાંભળીને મણિભાઈએ કહ્યું:–ઓહો ! માબાપનું કહ્યું માનવામાં આટલા બધા ફાયદા છે, અને તેઓનું કહ્યું ન માનવામાં આટલું બધું નુકસાન છે, એ વાત હું જાણતો નહોતો. ડાહ્યાભાઈ, તમે બહુ સારૂં કર્યું કે આ વાત અમને સંભળાવી. હવેથી હું હમ્મેશાં મ્હારા માબાપનું કહ્યું માનીશ.

મગને કહ્યું:—હું પણ કોઈ કોઈ વખત મ્હારાં માબાપનું કહ્યું માનતો નથી, પણ હવેથી માનીશ.

નાનાભાઇએ કહ્યું:—બીજી બધી વાતોમાં તો હું મ્હારાં માબાપનું કહ્યું માનું છું, પણ મને રમવા જવાની ના પાડે એ વાતમાં હું તેઓનું કહ્યું માનતો નથી, પણ આજનો પાઠ સાંભળ્યા પછી હવેથી એ વાત પણ માનવી જોઈશે.

રતિલાલે કહ્યું:—હું પણ બીજી બધી વાતોમાં તો મ્હારા માબાપનું કહ્યું માનું છું; પણ નિશાળે ભણવા જવાનું કહે એ મને ગમતું નથી, તેથી એ વાતમાં હું તેઓનું કહ્યું માનતો નથી.

## આપણા જ્ઞાનનો લાભ આપણાં ભાઇબ્હેનોને આપવો જોઇએ

એ સાંભળીને ડાહ્યાભાઈએ કહ્યું:-આપણે શા માટે ભણવું જોઈએ ? એ પાઠ આ ચોપડીમાં છે, એ તમે સાંભળશો એટલે તમને ભણવાનું બહુ મન થઈ જશે; પણ આજે તો આપણને કસરત કરવાનો વખત થઈ ગયો છે, માટે ચાલો દડે રમવા જઇએ. કાલે આ વખતે નિશાળેથી છુટયા પછી તે પાઠ વાંચીશું. દરરોજ આવા બે પાઠ વાંચીએ ને એ ઉપર વિચાર કરીએ તથા આપણાં ઘરમાં ને આપણાં ફળીયાંમાં આપણાં ભાઈ-બ્હેનોને એ વાત કહી બતાવીએ તોપણ ઘણું છે. એમ કહીને ડાહ્યાભાઈ ઉઠયા, એટલે સૌ છોકરા તેની સાથે રમવા ગયા.

એ પછી બીજે દહાડે નિશાળેથી રજા મળ્યા પછી તુરતજ તે સૌ છોકરાઓ ડાહ્યાભાઇને ઘેર ગયા.

ત્યાં જઈ મગને કહ્યું:-કાલે તમે કહેતા હતા તે પાઠ વાંચી સંભળાવો, એ સાંભળાવા માટે હું મણિલાલને અને હીરાંબ્હેનને પણ મ્હારી સાથે તેડી લાવ્યો છું.

ડાહ્યાભાઈએ કહ્યું:-ઓહો ! એ તો બહુ ખુશીની વાત, કારણ કે જેમ આપણે ખાવાની વસ્તુઓ બધા સાથે મળીને ભાગ પાડીને ખાઈએ છીએ, તેમજ આપણાં જ્ઞાનનો લાભ પણ આપણે આપણાં ભાઈ-બ્હેનોને આપવો જોઈએ. તમે હીરાંબ્હેનને તેડી લાવ્યાં એ બહુ સારૂ કર્યું, કારણ કે એને લીધે મારી લીલાંબ્હેન પણ સાંભળશે, નહિ તો એ શરમાળ છોકરી આપણો પાઠ સાંભળત નહિ. એમ કહીને ડાહ્યાભાઈએ વાંચવા સારૂ ચોપડી હાથમાં લીધી.

# પાઠ ૩ જો—ભણતર વિષે.

## આપણે શા માટે ભણવું જોઇએ ?

ભાઇઓ અને બ્હેનો ! અહિં આવો, હું તમને એક મજેની વાત કહું. તમે હમણાં બાળક છો, પણ કાંઈ હમ્મેશાં બાળક રહેવાનાં નથી; થોડાં વરસમાં તમે જુવાન થઇ જશો, થોડાં વરસમાં તમોને ધંધો—રોજગાર કરવો પડશે, થોડાં વરસમાં તમોને નોકરી—ચાકરી કરવી પડશે, થોડાં વરસમાં તમોને તમારૂં લગ્ન કરવાનું મન થશે, અને થોડાં વરસમાં તમે મોટી મૂછોવાળા બહાદૂર જુવાનો બની જશો. એ વખતે તમોને ઘણાએ પૈસા—ટકા જોઇશે, એ વખતે તમોને બહુ માનપાન જોઈશે, એ વખતે તમોને ઘણી જાતના મોજ—શોખ જોઇશે, એ વખતે તમોને ઘણી જાતનાં કામકાજ જોઈશે, અને એ વખતે તમોને ઘણી જાતના વૈભવો જોઈશે. એ બધું શું તમારા ગીલ્લી દંડામાંથી મળશે ? એ બધું શું તમે તળાવે ન્હાવા ભાગી જાઓ તેમાંથી મળશે ? એ બધું શું તમે વાંદરાઓની પેઠે અટકચાળાપણું કર્યા કરો એમાંથી મળશે ? એ બધું શું તમારી ધીંગા—મસ્તીમાંથી મળશે ? અને એ બધું શું કોડીએ રમવામાંથી, ગંજીફો રમવામાંથી કે દડો ફેંકવામાંથી મળશે ? નહિ, એમાંથી એ કાંઈ મળવાનું નથી; પણ બચ્ચાંઓ, યાદ રાખજો કે એ બધું ભણવામાંથીજ મળવાનું છે.

## ભણવાથી થતા ફાયદા અને ન ભણવાથી થતો પસ્તાવો.

તમારે બહુ ધ્યાન રાખીને ભણવું જોઈએ, ભણતરપર બહુ પ્રેમ રાખીને ભણવું જોઇએ, મનમાં બહુ આનંદ રાખીને ભણવું જોઇએ, વિચારી વિચારીને ભણવું જોઇએ, અને ખૂબ મહેનત કરીને ભણવું જોઇએ; કારણ કે હમણાં તમે ભણવાની કિંમત સમજતા નથી તેથી તમને ભણવાનો કંટાળો લાગે છે, પણ જ્યારે તમે ભણવાના ફાયદા સમજશો ત્યારે તમને એમ લાગશે કે અમે ભણવામાં આળસ કર્યું એ બહુજ મોટી ભૂલ કરી છે; એટલુંજ નહિ પણ જો હમણાં ધ્યાન દઈને નહિ ભણો તો જ્યારે મોટા થશો ત્યારે તમને એમ પસ્તાવો થશે કે જો અમે ભણ્યા હોત તો આ દુનિયામાં જાણવા જેવી વાતો અમે જાણી શકત. જો અમે ભણ્યા હોત તો ઘણી બાબતોમાંથી નવો નવો આનંદ મેળાવી શકત. જો અમે ભણ્યા હોત તો અમે મોટા માણસ થઈ શકત. જો અમે ભણ્યા હોત તો અમે બીજાઓનું ભલું કરી શકત. જો અમે ભણ્યા હોત તો અમે અમારાં માબાપને તથા બાઈડી-છોકરાંને હાલના કરતાં ઘણું વધારે સુખી કરી શકત. જો અમે ભણ્યા હોત તો ઘણી જાતના વહેમમાંથી અને ઘણી જાતના દુઃખમાંથી છુટી શકત; અને જો અમે ભણ્યા હોત તો અમારી પાસે ઘણીએ વસ્તુઓના ભેદ ખુલ્લા થઈ જાત, અમારી આંખોમાં કાંઇક નવું તેજ આવી જાત, અમારી રીતભાતમાં મોટા માણસોનાં લક્ષણો આવી જાત અને ભણવાથી અજ્ઞાનનો પડદો ઉંચકાઇ જાય છે તેથી અમારા વિચારોમાં કાંઈક નવોજ રંગ, નવીજ ભભક ને નવુંજ બળ આવી જાત. આહા: ભણવાના ફાયદાની તે કેટલીક વાતો કરવી ? એની ખુબી તો કાંઇક ઓરજ છે !

## તમને મૂર્ખ રહેવું ગમે છે કે ડાહ્યા થવું ગમે છે?

હવે બોલો, મ્હારાં વ્હાલાં છોકરાંઓ! તમને શું ગમે છે? મૂર્ખ રહેવું ગમે છે કે ડાહ્યા થવું ગમે છે? જો ડાહ્યા થવું ગમતું હોય તો ધ્યાન દઈને ભણો. તમને ગરીબ રહેવું ગમે છે કે પૈસાદાર થવું ગમે છે? જો પૈસાદાર થવાનું ગમતું હોય તો પ્રેમ રાખીને ભણો. તમને તમારૂં અપમાન થાય એ ગમે છે કે તમને માન મળે એ ગમે છે? જો તમને માન ગમતું હોય તો ખૂબ મહેનત કરીને ભણો. તમને મજુર થવું ગમે છે કે શેઠ થવું ગમે છે? જો શેઠ થવાનું ગમતું હોય તો દુ:ખ ભોગવીને પણ અભ્યાસ કરો. રાજાઓ તમારી વાત પણ સાંભળે નહિ એ તમને ગમે છે કે તમારી મરજી પ્રમાણે તમારા દેશના કાયદાઓ થાય એ તમને ગમે છે? જો તમારૂં ભલું થાય એવા કાયદા કરાવવા તમારી મરજી હોય તો તમે ખૂબ ભણો. અપમાનો ખમી ખમીને તથા ધબ્બાઓ ખાઇ ખાઇને તમે બીજાઓને આશરે પડયા રહો એ તમને ગમે છે કે બીજાઓને તમે તમારા આશરામાં રાખીને મદદ કરી શકો એ તમને ગમે છે? જો બીજાઓના ધબ્બા ન ખાવા હોય ને સ્વતંત્ર રહેવું હોય તો તમે ખૂબ ભણો. તમારાં માબાપ તમને નમાલા સમજે ને તમને ટોંકયાજ કરે એ તમને ગમે છે કે તમારાં માબાપ તમારાં વખાણ કરે ને તમારૂં માન રાખે એ તમને ગમે છે? જો તમારૂં માન જળવાય એ તમને ગમતું હોય તો તમે ખૂબ ભણો; અને તમને ભાગ્યું-તુટયું ઘર, ફાટયાં-તુટયાં લુગડાં, વાસ મારતાં હાંડલાં, ફૂવડ જેવી બાઇડી

અને મુડદાલ જેવાં રોતીસુરત છોકરાંઓ ગમે છે કે ઘરસંસારના ઉમદા વૈભવો ગમે છે ? જો તમોને દરિદ્રતા ના ગમતી હોય ને વૈભવો જોઇતા હોય તો તનથી તથા મનથી બહુ મહેનત કરીને તથા તમારા માબાપની શક્તિના પ્રમાણમાં ખૂબ ખરચ કરીને પણ ભણો: તોજ તમે સુખી થઈ શકશો.

## ભણવાથી શું થાય ?

યાદ રાખજો કે ભણવાથીજ સોના-રૂપાની ખાણોની શોધ થએલી છે. બહુ ભણેલાઓજ મોટા વેપાર કરી શકે છે. બહુ ભણવાથીજ વકીલ, બૅરિસ્ટર, ડૅાકટર, કલેકટર, જજ વગેરેના હોદ્દા મેળવી શકાય છે. બહુ ભણવાથીજ દુનિયાને ફાયદો થાય તેવી નવી નવી શોધ કરી શકાય છે. વરાળથી તથા વિજળીથી જૂદી જૂદી જાતનાં હજારો કારખાનાં ચાલે છે તે બધાં વિદ્યા હુન્નરના અભ્યાસમાંથીજ થયાં છે; અને હીરા-માણેકની ખાણોના માલેકો કાંઇ અભણ જંગલી લોકો નથી, પણ ભણેલાઓજ છે; માટે તમારે ખૂબ ધ્યાન રાખીને જરૂર જરૂર ભણવું જોઇએ.

## ભણવાની હમણાં તમને બહુ સારી તક છે માટે એનો લાભ લો.

ઓ મ્હારાં વ્હાલાં છોકરાંઓ ! ભણવાની હમણાં તમને બહુ સારી તક છે, ઠેકાણે ઠેકાણે જૂદી જૂદી બાબતો શીખવે એવી નિશાળો છે, જેવી જોઇએ તેવી ચોપડીઓ તૈયાર મળે છે, માસ્તરોની પણ કાંઈ ખોટ નથી, અને બહુજ સ્હેલી રીતે હસતે રમતે તથા બહુજ થોડા ખરચમાં શીખી શકાય છે; માટે

તમારે પ્રેમ રાખીને જરૂર ભણવું જોઈએ. આવી તક હોવા છતાં જો તમે ભણવામાં આળસ રાખશો તો મોટા થઈ ગયા પછી આખી જીંદગીમાં ફરીથી કદી પણ આવી મજેની તક મળવાની નથી; કારણ કે જ્યાંસુધી તમે બાળક છો ત્યાંસુધી ઇશ્વરની કૃપાથી તમને ખાવા–પીવાની ફિકર નથી, પહેરવા–ઓઢવાની ફિકર નથી, ઘર–બારની ફિકર નથી, ધંધા-રોજગાર-ની ફિકર નથી, બાઈડી–છોકરાંની ફિકર નથી, અને તમારાં માબાપો પોતાનું કેમ ચલાવે છે એની પણ કાંઈ તમોને ફિકર નથી, તેથી હમણાં તમે બહુ સહેલાઇથી ભણી શકો એમ છો; એટલુંજ નહિ પણ હમણાં તમારૂં અંતઃકરણ પવિત્ર હોય છે, અને નવું નવું જ્ઞાન મેળવવા માટે તે ઉઘાડું હોય છે, પણ જેમ જેમ ઉમ્મર મોટી થતી જાય, ફિકર લાગતી જાય અને જંજાળો વધતી જાય તેમ તેમ અંતઃકરણ મલિન થતું જાય છે, ને ઢંકાતું જાય છે, તેથી લાગણીઓ કઠોર થતી જાય છે, એટલે જ્ઞાન મેળવતાં મુશ્કેલી પડે છે; માટે જ્યાં સુધી તમારા અંતઃકરણમાં ઉલટી–સુલટી, સારી–માઠી છાપ બેસી ગઈ નથી ત્યાંસુધીમાં જાણવા જેવી સાચી વાતો શીખી લો.

## ભણવાથી થતા ફાયદા.

ભણવાથી તમારી જુવાની સુધરશે, તમારા ઘડપણમાં તમોને દિલાસો મળશે અને તમે આપણા દેશના એક મોટા પ્રકાશિત તારા જેવા થઈ શકશો; એટલુંજ નહિ પણ જો તમે ધ્યાન રાખીને ભણશો તો પોતે સુખી થઈ શકશો, તમારાં માબાપોને સુખી કરી શકશો, આપણા દેશને ફાયદો થશે,

આપણા ગરીબ ભાઈબંધોને મદદ કરી શકશો, અને જો તમે ભણશો તો ઈશ્વર રાજી થશે; તેથી તે તમારી ઉપર કૃપા કરશે એટલે તમારૂં બહુજ કલ્યાણ થશે. ઈશ્વર પ્રેમનું સ્વરૂપ છે, અને જ્ઞાનનું સ્વરૂપ છે, માટે જ્યાં જ્ઞાન તથા પ્રેમ હોય ત્યાં ઈશ્વર હોય છે; અને ભણવાથી જ્ઞાન તથા પ્રેમ વધી શકે છે, માટે જે પ્રેમ રાખીને ભણે તેની ઉપર ઈશ્વર રાજી થાય છે; અને જેની ઉપર ઈશ્વર રાજી થાય છે તેનું બહુજ ભલું થાય છે. માટે સૌ છોકરાંઓએ બહુ ધ્યાન આપીને, ખૂબ મહેનત લઈને, અને ભરપૂર પ્રેમ રાખીને તથા ખુશી થઈ થઈને ભણવું જોઈએ.

## હવે તો હું જરૂર ભણવા જઈશ.

એ પછી ડાહ્યાભાઈએ કહ્યું:—કેમ, આ વાતો તમોને ગમે છે કે નહિ?

એ સાંભળી રતિલાલે કહ્યું:—બહુજ મજેની વાત. હવે હું જરૂર ભણવા જઈશ.

નાનાભાઈએ કહ્યું:-આવા પાઠ તો સૌ છોકરાઓને જરૂર વંચાવવા જોઈએ.

હીરાંબ્હેને કહ્યું:—આ ચોપડી તો બહુજ સારી છે. તમારે વાંચવી ન હોય ત્યારે મને આપજો, એટલે મારી માને વંચાવું, અને પછી અમે પણ એ ચોપડી મંગાવીએ.

મણિલાલે કહ્યું:—ભણવા જવું પડે તે સારૂ પહેલાં તો હું બહુ કજીયા કરતો, પણ હવે તો જાઉં છું, ને ભણવામાં થોડી થોડી મજા પણ પડે છે, તોપણ કોઈ કોઈ વખત આળસ આવી

જાય છે, પણ આ પાઠ સાંભળ્યા પછી હવે તો એ આળસને લાત મારવી પડશે.

ડાહ્યાભાઈ, પાઠ તો બહુ મજાનો, પણ ઈશ્વર એટલે શું ? એ હું હજી સમજતો નથી. બધાં ઈશ્વર ઈશ્વર કહે એટલે હું પણ ઈશ્વર ઈશ્વર કહું છું, પણ એ માટે મને કાંઈ ચોખ્ખી સમજણ પડતી નથી.

એ સાંભળીને ડાહ્યાભાઈએ કહ્યું કે, હવે ચોથો પાઠ ઈશ્વર વિષેનોજ આવે છે, પણ આજનો પાઠ બહુજ મોટો છે, અને વિચાર કરવા જેવો તથા યાદ રાખવા જેવો છે, માટે આજે તો આ પાઠ ઉપરજ વાતો કરીએ ને પછી રમવા જઈએ. ઈશ્વર વિષેનો પાઠ કાલે વાંચીશું, કારણ કે બધું સાથે યાદ રહી શકે નહિ, માટે આજે તો આ પાઠમાં જે કાંઈ પૂછવા જેવું હોય તે મણિભાઈને પૂછો અને ન સમજાય તે મને પૂછજો. એમ કહીને સૌ ઉઠયા અને એ બાબતની વાતો કરતા કરતા રમવાના મેદાન તરફ ચાલ્યા.

---

# પાઠ ૪ થો—ઈશ્વર વિષે.

## ભાગ ૧ લો.

---

**કોઈ પણ વસ્તુ પોતાની મેળે થઈ શકે નહિ; એનો બનાવવાવાળો કોઈક પણ હોવો જોઈએ.**

મહેતાજીએ પોતાનું ઘડીયાળ બતાવીને એક છોકરાને પૂછયું:—આ શું છે ?

છોકરાએ કહ્યું:–એ ઘડીયાળ છે.

મહેતાજીએ પૂછ્યું:–એ કોણે બનાવ્યું ?

છોકરાએ કહ્યું:–કોઇ માણસે એ બનાવેલું છે.

મહેતાજીએ કહ્યું:–જે માણસે આ ઘડીયાળ બનાવ્યું તે માણસને તમે જોયો છે ?

છોકરાએ કહ્યું:–નહિ, મેં એ માણસને જોયો નથી.

મહેતાજીએ કહ્યું:–જ્યારે તમે આ ઘડીયાળ બનાવનાર માણસને જોયો નથી ત્યારે તમે કેમ જાણ્યું કે આ ઘડીયાળ કોઈ માણસે બનાવેલું છે ?

એ સાંભળીને તે છોકરાએ કહ્યું:–જો એ ઘડીયાળનો બનાવવાવાળો કોઈ ન હોય તો પોતાની મેળે કાંઇ એ ઘડી-યાળ થઈ શકે નહિ, તેમજ ઝાડ, પાણી, પથ્થર કે જનાવરો કાંઈ ઘડીયાળ બનાવી શકે નહિ, પણ ઘડીયાળ બનાવી શકે એવી બુદ્ધિ માણસોમાં છે, માટે હું ધારૂં છું કે એ ઘડીયાળ કોઈ માણસે બનાવેલું હશે.

એ પછી બીજા છોકરા સામે જોઇને મહેતાજીએ કહ્યું:–મણિલાલ, તમે આ વાતમાંથી શું સમજ્યા ?

મણિલાલે કહ્યું:–કોઇ પણ બનાવવાવાળો ન હોય ત્યાં સુધી કોઈ પણ વસ્તુ એની મેળે બની શકે નહિ, માટે એ ઘડીયાળ બનાવનાર કોઇક પણ માણસ હોવો જોઈએ, એમ વસનજીએ કહ્યું તે મને સાચું લાગે છે.

એ પછી ત્રીજા છોકરા સામે જોઈને મહેતાજીએ કહ્યું:–હરિભાઇ, આને મળતા બીજા દાખલા તમે આપી શકશો ?

હરિભાઈએ કહ્યું:–હા સાહેબ, આ નિશાળનું મકાન

જેણે બનાવ્યું છે, તે માણસને અમે ઓળખતા નથી, અને એ માણસ ક્યાં છે તે પણ અમે જાણતા નથી, તોપણ એમ ધારી શકીએ છીએ કે આ મકાન કોઈક માણસે બનાવેલું છે; કારણ કે માણસની મહેનત વિના અને માણસના ડહાપણ વિના આવું સરસ મકાન બાંધી શકાય નહિ.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:–તમે શા કારણ ઉપરથી એમ ધારો છો ?

ત્યારે તે છોકરાએ પોતાના હાથમાંની સીસાપેન દેખાડીને કહ્યું:–આ પેન કોઈના બનાવ્યા વિના થતી નથી, આ ખુરશી કોઈના કર્યા વિના થતી નથી, અને આ મ્હારા ડગલાનું બટન પણ કોઈના બનાવ્યા વિના બનતું નથી, ત્યારે નિશાળનું આવું સરસ મકાન કોઈના બનાવ્યા વિના કેમ થઈ શકે ! માટે હું કહું છું કે આ મકાનનો બનાવવાવાળો કોઈક પણ માણસ હોવો જોઈએ.

## આ દુનિયાને બનાવવાવાળો કોણ ?

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:–તમારી અટકળ બરાબર છે. હવે જરા વિચાર કરો કે ચાંદા–સૂરજને કોણે બનાવ્યા ? સમુદ્રને કોણે બનાવ્યો ? આ ધરતીને કોણે બનાવી ? પવનને કોણે બનાવ્યો ? આકાશને કોણે બનાવ્યું ? અને આપણને સૌને તથા પશુને, પંખીને અને ઝાડોને કોણે બનાવ્યાં ?

રામપ્રસાદે કહ્યું:–ઈશ્વરે.

મહેતાજીએ પૂછ્યું:–તમે કેમ જાણ્યું કે એ બધું ઇશ્વરે બનાવ્યું ?

રામપ્રસાદે કહ્યું:–એવી અદ્‌ભુત બાબતો માણસોથી બની શકે નહિ, અને કોઈના પણ બનાવ્યા વિના કાંઈ પણ વસ્તુ

થઈ શકે નહિ, માટે એ ઈશ્વરેજ બનાવેલું હોવું જોઈએ; કારણકે એવી વસ્તુઓ ઈશ્વર વિના બીજું કોઇ બનાવી શકે નહિ.

એ સાંભળીને બીજા છોકરા સામે જોઇને મહેતાજીએ કહ્યું:–હરિદાસ, રામપ્રસાદની વાતમાંથી તમે શું સમજ્યા?

હરિદાસે કહ્યું:–જેવી મોટી, સુંદર અને ઉપયોગી વસ્તુઓ ઈશ્વર બનાવી શકે તેવી વસ્તુઓ માણસો કે બીજું કોઈ બનાવી શકે નહિ. ચાંદો, સૂરજ, વિજળી, વરસાદ વગેરે વસ્તુઓ જોઈને એના બનાવનારનો આપણે વિચાર કરવો જોઈએ; અને એ વિચારીએ તો ઇશ્વર છે, એમ આપણને લાગ્યા વિના રહે નહિં.

એ સાંભળીને બીજા છોકરા સામે જોઈ ને મહેતાજીએ કહ્યું:–હુસેન, મોટી, સુંદર અને કોઈથી ન બની શકે તેવી બહુ ઉપયોગી વસ્તુઓ ઈશ્વરજ બનાવી શકે, પણ બીજું કોઇ એના જેવી વસ્તુઓ બનાવી શકે નહિ, એમ હરિદાસ કહે છે એ વાત તમને કેવી લાગે છે?

હુસેને કહ્યું:–સાહેબ, મને એ વાત સાચી લાગે છે.

મહેતાજીએ કહ્યું:–એ વાત સાચી લાગવાનું કારણ શું?

## ઈશ્વરની મોટાઇ.

હુસેને કહ્યું:–સાહેબ, એનું કારણ એજ છે કે ઇશ્વર ડાહ્યામાં ડાહ્યો છે, ભલામાં ભલો છે, રૂપાળામાં રૂપાળો છે, મોટામાં મોટો છે, બધી દુનિયાઓનો તે એકલોજ કુલ માલેક છે, બધા જીવોને બનાવવાવાળો છે, બધી વસ્તુઓનો નાશ થઈ જાય તો પણ એનો નાશ ન થાય એવો છે, માણસોનાં પાપ–પુન્યનો ઈન્સાફ કરવાવાળો છે, બધી જાતની શક્તિવાળો છે, અને એની બરોબરી કરી શકે એવી આ દુનિયામાં કે

સ્વર્ગમાં કોઈ પણ વસ્તુ નથી; માટે જે આવો મોટો હોય તે પોતાનો મહિમા બતાવવા સારૂ અને સૌ જીવોનાં સુખ સારૂ ચાંદો, સૂરજ, દરિયો તથા આકાશ જેવી કોઈથી ન બની શકે એવી મોટી વસ્તુઓ બનાવે એમાં કાંઈ નવાઈ નથી.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:–શાબાશ, હુસેન, તમે તો ખુબી કરી!

એ પછી બીજા છોકરા સામે જોઈને કહ્યું:–જમશેદજી, ઈશ્વરની બાબતમાં તમે કાંઈ કહી શકશો?

## ઇશ્વરના ગુણો.

જમશેદજીએ કહ્યું:-હાજી, મ્હારા બાવાએ મને શીખવ્યું છે કે ઈશ્વર આપણો પિતા છે, કારણ કે તે આપણું પાલન–પોષણ કરવાવાળો છે. એ બધે ઠેકાણે રહેલો છે. આકાશમાં પણ તે છે, આ ધરતીમાં પણ તે છે, ચાંદા–સૂરજમાં પણ તે છે, ઝાડ–પાનમાં પણ તે છે, અને આપણા શરીરમાં પણ તે છે. કોઈ પણ વાત એનાથી આપણે છુપાવી શકીએ તેમ નથી, કારણકે જ્યાં બહુ એકાંત હોય ને બીજું કોઈ પણ ન હોય ત્યાં પણ તે હોય છે, માટે આપણી છુપી વાતો પણ તે જાણી લે છે; એટલુંજ નહિ પણ આ જગત નહોતું ત્યારે પણ તે હતો, અને આ જગતનો જ્યારે નાશ થઈ જશે ત્યારે પણ તે રહેશે. આટલો બધો મોટો ને આટલા બધા ગુણવાળો છતાં પણ તે એટલો બધો દયાળુ છે કે આપણી બધી પ્રાર્થનાઓ તે સાંભળે છે, અને આપણે માગીએ તે કરતાં પણ તે ઘણુંજ વધારે આપે એવો છે; માટે આપણે હમ્મેશાં તેનું ભજન કરવું જોઈએ.

એ સાંભળીને મ્હેતાજીએ કહ્યું:-શાબાશ, તમે પણ બહુ સારી રીતે સમજ્યા છો. આજે સમય થઈ ગયો છે માટે આટલી વાતો યાદ રાખજો; આવતી કાલે એ માટે બીજું વધારે કહીશ. એમ કહીને મ્હેતાજીએ છોકરાઓને રજા આપી.

## પાઠ ૫ મો—ઈશ્વર વિષે.

### ભાગ ૨ જો.

બીજે દિવસે મ્હેતાજીએ કહ્યું:-વામનરાવ, તમે ઈશ્વર વિષે કાંઈ જાણો છો ?

ત્યારે વામનરાવે કહ્યું:-હા સાહેબ, મ્હારી મા મંદિરમાં કથા સાંભળવા જાય છે ત્યારે હું પણ તેની સાથે જાઉં છું. ત્યાં મેં સાંભળ્યું છે કે ઈશ્વર તો છે, છે ને છેજ. એનો કોઈ દિવસ જન્મ થતો નથી, એ કોઈ દિવસ ઘરડો થતો નથી, એ કોઈ દિવસ મરી જતો નથી, એ વધતો પણ નથી, એ ઘટતો પણ નથી, અને એનામાં કદી પણ કાંઈ પણ ફેરફાર થતો નથી. એ તો હમેશાં એવો ને એવોજ રહે છે. એ બધાંની અંદર છે, અને એ બધાંની બહાર પણ છે. એને મન ગરીબ અને પૈસા-વાળા બધા સરખા છે. એના ગુણનો કાંઈ પાર આવે એમ નથી અને એનું પૂરેપુરૂં સ્વરૂપ કોઈથી પણ જાણી શકાય એમ નથી.

### ઈશ્વર પૂરેપુરો જાણી શકાય નહિ.

મ્હેતાજીએ કહ્યું:—ઈશ્વર પૂરેપુરો જાણી શકાય નહિ તેનું કારણ શું ?

એ સાંભળીને વામનરાવ વિચાર કરવા લાગ્યો, ત્યારે હરિહરે કહ્યું:–તેનું કારણ હું કહું ?

વામનરાવ જવાબ દઈ શક્યો નહિ તેથી મહેતાજીએ તેને હા પાડી. ત્યારે હરિહરે કહ્યું:–

માણસો થોડું જાણવાવાળાં છે, અને ઈશ્વર બધું જાણવા-વાળો છે; માણસો મરી જાય એવાં છે, અને ઈશ્વર મરે નહિ એવો છે; માણસોને ઘણી જાતની અડચણો નડે છે, પણ ઇશ્વરને કોઇ પણ જાતની અડચણ નડતી નથી; માણસો પાપ કરે છે, પણ ઈશ્વર પાપ કરતો નથી; અને માણસો જોઈ શકે નહિ ત્યાં ઇશ્વર જોઈ શકે છે, માણસો સાંભળી શકે નહિ ત્યાં ઈશ્વર સાંભળી શકે છે, માણસો જઈ શકે નહિ ત્યાં ઈશ્વર જઈ શકે છે, અને માણ-સોથી બની શકે નહિ એવાં કામો ઈશ્વર કરી શકે છે; માટે એવા મોટામાં મોટા ઈશ્વરને માણસો પૂરેપુરો ઓળખી શકે નહિ.

મહેતાજીએ કહ્યું:–વાહરે વાહ ! હરિહર, તમે ખૂબ સારૂં સારૂં યાદ રાખ્યું છે હો. હવે મને કહો કે આ તમે ક્યાંથી શીખ્યા ?

હરિહરે કહ્યું:–આંહિંની નિશાળમાં તો આ વાતો ચાલતી નથી, પણ હું જ્યારે બે મહિના ઉપર દેશમાં અમારા ગામમાં ભણતો ત્યારે ત્યાંના મહેતાજી અઠવાડીયામાં બે વખત પોતાને ઘેર તેડી જઇને અમને ઈશ્વરની વાતો સંભળાવતા અને પ્રસાદ આપતા, તેથી ઘણા છોકરાઓ ભેળા થતા, અને અમને સૌને બહુ મજા પડતી હતી.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:–એ પણ બહુ સારી યુક્તિ. વારૂ, એ સિવાય ઈશ્વર વિષે બીજું કાંઈ તમે જાણો છો ?

## ઇશ્વરની સત્તા વિના આ જગત ચાલી શકે નહિ.

હરિહરે કહ્યું:–હાજી, ગોવાળ ન હોય તો ગાયો પાધરી ચાલે નહિ, અને નિશાળમાં મહેતાજી ન હોય તો છોકરાઓ તોફાન કર્યા વિના રહે નહિ, તેમજ જો ઈશ્વર ન હોય તો આ જગત ચાલી શકે નહિ.

મહેતાજીએ કહ્યું:–ઈશ્વર વિના શા માટે ન ચાલે ?

હરિહરે કહ્યું:–માથે ધણી ન હોય તો ઢોર પણ પાધરાં ચાલે નહિ, ત્યારે પવન, વિજળી, વરસાદ, દરિયો અને આકાશના તારાઓ ધણી વિના કેમ સીધા ચાલે ? માટે એને બનાવવાવાળો કોઈક પણ એનો ઉપરી હોવોજ જોઇએ; અને તે ઈશ્વર છે; માટે આપણે તેનું ભજન કરવું જોઇએ.

મહેતાજીએ કહ્યું:–ભલે એ બધાંને બનાવવાવાળો અને એ બધાંને પોતાના તાબામાં રાખવાવાળો ઈશ્વર હોય, પણ એ ઈશ્વરનુ ભજન કરવાની આપણુને શી જરૂર ? શા માટે આપણે એને રાજી રાખવો જોઇએ ?

## ઇશ્વરનું ભજન કરવાનાં કારણો.

હરિહરે કહ્યું:–આ જગત ઈશ્વરે બનાવેલું છે, મને પણ ઇશ્વરે બનાવેલો છે, તમને પણ ઈશ્વરે બનાવેલા છે, બીજાં બધાં માણુસોને પણ ઈશ્વરે બનાવેલાં છે. આપણાં સુખ માટે તે એક ગોટલીમાંથી હજારો કેરી થાય એવો મોટો આંબો બનાવી દે છે. આપણાં સુખ માટે તેણે ચાંદો–સૂરજ બનાવેલા છે. આપણાં સુખ માટે તે ગાયોમાં દૂધ ભરી રાખે છે. આપણાં સુખ માટે તેણે આપણુને અક્કલ આપી છે. આપણાં સુખ માટે તેણે આ ધરતીમાં પાણી ભરી મૂક્યું છે.

આપણાં સુખ માટે તે બાજરાના એક દાણામાંથી હજારો દાણા થાય એવું મોટું ડુંડું બનાવી આપે છે. આપણાં સુખ માટે તેણે સોનું, રૂપું, લોઢું અને કોલસા વગેરે બનાવેલું છે. આપણાં સુખ માટે તેણે આપણાં માબાપનાં મનમાં હેત આપેલું છે. આપણાં સુખ માટે તેણે હજારો જાતનાં ફળ-ફૂલો બનાવેલાં છે, અને તેજ આપણને જીવતા રાખે છે, માટે આપણે તેનું ભજન કરવું જોઇએ.

મહેતાજીએ કહ્યું:-શાબાશ, તમે બહુ સારી રીતે સમજેલા છો. આજે આટલી વાતો યાદ રાખજો, એ બાબતની નવી હકીકતો હું તમને આવતી કાલે કહીશ.

## પાઠ ૬ ઠ્ઠો—ભકિત વિષે.

### કેવી રીતે ઇશ્વરની ભક્તિ કરવી જોઇએ ?

એ પછી બીજે દિવસે ધર્મનું જ્ઞાન આપવાનો વખત થયો ત્યારે મહેતાજીએ છોકરાઓ સામે જોઇને કહ્યું:-આપણે કેવી રીતે ઇશ્વરની ભક્તિ કરવી જોઇએ ? આપણે શું કરીએ તો ઇશ્વર રાજી થાય ?

પહેલા નંબરવાળા છોકરાએ કહ્યું:—આપણો ધર્મ પાળવાથી ઇશ્વર રાજી થાય.

એ પછી મહેતાજીએ બીજા નંબરવાળા છોકરા સામે જોયું, ત્યારે તેણે કહ્યું:-માબાપનું કહ્યું માનવાથી ઇશ્વર રાજી થાય છે.

ત્રીજાએ કહ્યું:-ભગવાનના હુકમો પાળવાથી ભગવાન રાજી થાય છે.

ચોથાએ કહ્યું:—ઈશ્વર ઉપર વિશ્વાસ રાખવાથી ઈશ્વર રાજી થાય છે.

પાંચમાએ કહ્યું:-ઈશ્વરનું નામ વારંવાર યાદ કરીએ અને તેનો ઉપકાર માન્યા કરીએ તો ઈશ્વર રાજી થાય છે.

છઠ્ઠાએ કહ્યું:-બધી બાબતોમાં ઈશ્વરની મરજી પ્રમાણે ચાલીએ તો ઈશ્વર રાજી થાય છે.

સાતમાએ કહ્યું:-ઈશ્વર ઉપર પ્રેમ રાખીએ તો ઈશ્વર રાજી થાય છે.

આઠમાએ કહ્યું:-ઈશ્વરથી ડરીને ચાલીએ તો ઈશ્વર રાજી થાય છે.

નવમાએ કહ્યું:-આપણે ખૂબ ભણીએ તો ઈશ્વર રાજી થાય છે.

દશમાએ કહ્યું:-ગરીબોની ઉપર દયા રાખીએ તો ઈશ્વર રાજી થાય છે.

અગીઆરમાએ કહ્યું-લોભ ન રાખીએ તો ઈશ્વર રાજી થાય છે.

બારમાએ કહ્યું:-ક્રોધ ન કરીએ તો ઈશ્વર રાજી થાય છે.

તેરમાએ કહ્યું:-અભિમાન ન કરીએ તો ઈશ્વર રાજી થાય છે.

ચૌદમાએ કહ્યું:-કોઈ પણ જીવજંતુને દુઃખ ન દઈએ તો ઈશ્વર રાજી થાય છે.

પંદરમાએ કહ્યું:-નીતિ રાખીએ તો ઈશ્વર રાજી થાય છે.

સોળમાએ કહ્યું:-પાપ ન કરીએ તો ઈશ્વર રાજી થાય છે.

સત્તરમાએ કહ્યું:-ખોટું બોલીએ નહિ, ચોરી કરીએ નહિ, મારામારી કરીએ નહિ, કોઇને ગાળો દઈ એ નહિ, કોઇની

નિંદા કરીએ નહિ, કોઈની અદેખાઈ કરીએ નહિ અને કોઈને દુઃખ દઈએ નહિ તો ઈશ્વર રાજી થાય છે.

અઢારમાએ કહ્યું:–સૌના વાંક માફ કરીએ અને કોઈ ઉપર વેર ન રાખીએ તો ઈશ્વર રાજી થાય છે.

ઓગણીસમાએ કહ્યું:–આખા જગતનું ભલું થાઓ, એવી ઈચ્છા આપણે આપણા મનમાં રાખીએ તો ઈશ્વર રાજી થાયછે.

વીસમા નંબરવાળાએ કહ્યું:–ઈશ્વરની પ્રાથના કરીએ તો ઈશ્વર રાજી થાય છે. માટે આપણે દરરોજ સવારમાં ઉઠતી વખતે તેની પ્રાર્થના કરવી જોઈએ. સેવા–પૂજા વખતે પોતાના ઘરમાં તથા મંદિરમાં તેની પ્રાર્થના કરવી જોઈએ. જમતી વખત પ્રથમ તેનો ઉપકાર માનીને પછી જમવું જોઈએ, અને રાતે સૂતી વખતે તેનું નામ યાદ કરતાં કરતાં સૂવું જોઈએ. એમ કરીએ તો ઈશ્વર રાજી થાય છે.

એ સાંભળીને તે છોકરાઓને મહેતાજીએ કહ્યું કે, તમારી સૌની વાતો સાચી છે, પણ તમે બધા હજી ઈશ્વર વિષેની માત્ર એકેક બબ્બે વાતોજ જાણો છો, પણ ધીરે ધીરે આ બધી બાબતો તમારે સૌએ જાણવી જોઈએ. આજે હવે રજાનો વખત થઈ ગયો છે, માટે આવો, આપણે પાંચ મિનિટ ઈશ્વરની પ્રાર્થના કરી લઈએ.

## ઇશ્વર પ્રાર્થના.

હું પ્રાર્થના કરૂં છું તે તમે ધ્યાન રાખીને સાંભળો, અને જ્યારે તમારા મનમાં ઈશ્વર વિષેના ઉભરાઓ આવે ત્યારે એ પ્રાર્થના કર્યા કરજો. એમ કહીને હાથ જોડી માથું નીચું નમાવીને મહેતાજી બોલવા લાગ્યા:–

હે ઈશ્વર ! તું એક છે, અમને બનાવવાવાળો તું છે, અમારૂં પાલન–પોષણ કરવાવાળો તું છે, અમોને બુદ્ધિ આપ-વાવાળો તું છે, અમોને તારવાવાળો તું છે, અને અમારો સાચો સગો તુંજ છે. હે પ્રભુ ! ત્હારી શક્તિ બેહદ છે, ત્હારૂં ડહાપણ અપાર છે, અને ત્હારી ગતિનો પાર કોઈ પણ પામી શકે એમ નથી. ૧.

હે પ્રભુ ! તમે ઘરડા થાઓ નહિ એવા છો, તમારો જન્મ થાય નહિ એવા છો, તમે નાશ પામો નહિ એવા છો, તમે અમર રહેવાવાળા છો, તમે દેવતાઓને પણ બનાવનારા છો, અને જ્યારે બીજું કાંઈ પણ નહોતું ત્યારે પણ તમે હતા તથા બીજું કાંઈ પણ નહિ રહે ત્યારે પણ તમે રહેશો. ૨.

હે પ્રભુ ! અમારી આંખો જેવી તમને આંખો નથી, છતાં પણ તમે આખા જગતને દેખી શકો એવા છો; અમારા કાન જેવા તમોને કાન નથી, છતાં પણ તમે આખા જગતની બધી વાતો સાંભળી શકો એવા છો; અમારા હાથ જેવા તમોને હાથ નથી છતાં પણ તમે બધાને પકડી શકો તેમ છો; અને અમારા પગ જેવા તમારા પગ નથી, છતાં પણ તમે પૃથ્વીમાં, પૃથ્વીની નીચે પાતાળમાં અને આકાશની પણ ઉપર જઈ શકો એવા છો; કારણકે તમે મોટામાં મોટા છો અને નાનામાં નાના પણ છો. તમે લાંબા નથી, તમે ટુંકા નથી, તમે જાડા નથી, તમે પાતળા નથી. તમે દૂરથી પણ દૂર છો અને તમે પાસેથી પણ પાસે છો. ૩.

હે પ્રભુ ! તમે અમારી આગળ છો અને તમે અમારી પાછળ પણ છો, તમે અમારી અંદર છો અને તમે અમારી બહાર પણ છો, તમે અમારી ઉપર છો અને તમે અમારી

નીચે પણ છો. તમે સર્વ ઠેકાણે રહેલા છો. હે પ્રભુ! એવી કોઈ પણ જગ્યા નથી કે જ્યાં તમે ન હો. ૪.

ડુંગરની ટોચ ઉપર પણ તમે છો, સમુદ્રના તળીયામાં પણ તમે છો, જ્યાં કોઇ ન હોય એવા ઉજડ જંગલમાં પણ તમે છો, અંધારી ગુફામાં પણ તમે છો, અને અમારા અંતરમાં પણ તમે રહેલા છો. ૫.

હે ઈશ્વર! તમારા હુકમથી સૂરજ અજવાળું આપે છે, તમારા હુકમથીજ વરસાદ વરસે છે, તમારા હુકમથીજ પવન ચાલે છે, તમારા હુકમથીજ સમુદ્રમાં ભરતી–ઓટ થાય છે, અને તમારા હુકમથીજ શિયાળો, ઉનાળો અને ચોમાસું આવે છે અને જાય છે. ૬.

હે પ્રભુ! અગ્નિમાં જે ગરમી છે તે તમે મૂકેલી છે, પાણીમાં જે ઠંડક છે તે તમે આપેલી છે, સૂરજમાં જે તેજ છે તે તમે આપેલું છે, ચાંદામાં જે શાંતિ છે તે તમે આપેલી છે, વિજળીમાં જે ઝડપ છે તે તમે આપેલી છે, પવનમાં જે બળ છે તે તમે આપેલું છે, ફૂલમાં જે સુગંધ છે તે તમે આપેલી છે, અને ફળોમાં જે મિઠાશ છે તે તમેજ આપેલી છે. ૭.

હે ઈશ્વર! જે બળવાળા છે તેને બળ તમે આપેલું છે, જે ડહાપણવાળા છે તેને ડહાપણ તમે આપેલું છે, જે ધનવાળા છે તેને ધન તમેજ આપેલું છે, જે રૂપવાળા છે તેને રૂપ તમેજ આપેલું છે, જે ગુણવાળા છે તેને ગુણ તમેજ આપેલા છે, અને જે સત્તાવાળા છે તેઓને સત્તા તમેજ આપેલી છે. ૮.

હે પ્રભુ! તમે અમને સાંભળવા સારૂ કાન આપ્યા છે, જોવા સારૂ આંખો આપી છે, બોલવા સારૂ જીભ આપી છે,

અને વિચાર કરવા સારૂ બુદ્ધિ આપી છે, એ કાંઈ તમારો થોડો ઉપકાર નથી. ૯.

હે પ્રભુ ! તમારો સૂરજ અમને અજવાળું આપે છે, તમારી નદીઓ અમને પાણી આપે છે, અને તમારી જમીન અમોને ખાવા સારૂ અનાજ આપે છે. આ બધો તમારો મોટો ઉપકાર છે. ૧૦.

હે પ્રભુ ! કોઇ માણસ કદી આકાશના તારાઓ ગણી શકે, માથાના વાળ ગણી શકે, રેતીના દાણાઓ ગણી શકે, સમુદ્રના મોજાઓ ગણી શકે, અને કદી કોઇ વરસાદનાં ટીપાં પણ ગણી શકે, પણ હે ઈશ્વર ! ત્હારા ગુણ અને ત્હારા ઉપકાર તો કોઇથી પણ કદી પણ ગણી શકાય તેમ નથી. ૧૧.

એમ કહી મહેતાજીએ હાથ જોડી માથું નમાવ્યું, એટલે સૌ છોકરાઓએ પણ તે પ્રમાણે કર્યું. એ પછી ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ એમ કહીને સૌ છુટા પડયા.

---

# પાઠ ૭ મો—છોકરાંઓનાં સારાં કામો.

---

એ પછી બીજે દિવસે નિશાળમાંથી રજા મળ્યા પછી મણિભાઇની સાથે ઘણા છોકરાઓ ડાહ્યાભાઇને ત્યાં આવ્યા, અને પૂછવા લાગ્યા કે આજના પાઠમાં નવું શું છે ?

ડાહ્યાભાઇએ કહ્યું:—આજનો પાઠ તો બહુજ સરસ છે, કારણ કે નાનાં છોકરાંઓ સારાં કામો કેમ કરી શકે એ તેમાં સમજાવેલું છે.

એ સાંભળીને ત્યાં બેઠેલાં ડાહ્યાભાઇની દાદી હસી પડયાં, અને બોલી ઉઠયાં કે છોકરાંને તો મસ્તી કરતાં આવડે, એને તે સારાં કામો કરતાં કયાંથી આવડે? એ બિચારાં તે એવડી નાની ઉમ્મરમાં સારાં કામમાં શું સમજે? અમે આવાં ઘરડાં થયાં તો પણ હજી અમને સારાં કામો કરતાં આવડતાં નથી; ત્યારે આજકાલના ટીણુકુજી તે સારાં કામોમાં શું સમજે?

એ સાંભળીને ડાહ્યાભાઈએ કહ્યું:—છોકરાંઓ તો ઘણાંએ સારાં કામો કરી શકે. શું શું કરી શકે એ તમારે જાણવું હોય તો આ પાઠ સાંભળો.

ત્યારે તેની દાદીએ કહ્યું;--વાંચ ભાઈ, વાંચ.

તેથી ત્યાં પોતાના ફળીઆમાં એક ઓટલા ઉપર બેસીને ડાહ્યાભાઇ તે પાઠ વાંચવા લાગ્યા.

## છોકરાંઓને સમજાવવાની રીત.

વિલાયતમાં એક મડમ હતી, તે રવિવારને દિવસે ગરીબ લોકો રહેતા હોય તે ફળીઆમાં જતી અને હાથે વગાડવાનું મોટું વાજું વગાડતી, તેથી એ વાજું સાંભળવા સારૂ ત્યાં ઘણાં છોકરાંઓ ભેળાં થઈ જતાં. એ પછી તે બાઈ કહેતી કે,

ઓ મ્હારાં વહાલાં છોકરાંઓ! અહિં આવો, હું તમને ખાવાનું આપું ને મજેની વાતો કહું. જે છોકરાંઓ અર્ધો કલાક મ્હારી વાતો સાંભળશે તે બધાંને એક એક સફરજન આપીશ અને જે એ વાતો યાદ રાખીને ફરીથી મને કહી બતાવશે તેને આ "સોનેરી શિખામણ" ની ચોપડી ભેટ આપીશ. આમ હોવાથી ઘણાં છોકરાંઓ એ ભલી બાઈની વાતો સાંભળવા સારૂ ત્યાં ઉભાં રહેતાં. તેઓની આગળ એ બાઈ કહેતી કે,

## આપણે ભલા થવું જોઇએ.

આપણે ભલા થઇએ તો ભગવાન રાજી થાય છે. આપણે ભલા થઇએ તો આપણને જે જોઇએ તે મળે છે. આપણે ભલા થઇએ તો આપણાં માબાપ ખુશી થાય છે. આપણે ભલા થઇએ તો આપણા માસ્તર આપણી ઉપર મહેરબાની રાખે છે. આપણે ભલાં થઇએ તો આપણી ઉપર આપણા મિત્રો બહુ હેત રાખે છે. આપણે ભલા થઇએ તો આપણી આબરૂ વધે છે, અને આપણે ભલા થઇએ તો આપણને બહુ સુખ થાય છે; માટે આપણે ભલા થવું જોઇએ, અને ભલા થવા સારૂ આપણે સારાં કામો કરવાં જોઇએ. પણ તમે હમણાં નાના છો, માટે તમારે હમણાં પ્રથમ નાનાં નાનાં ભલાઇનાં કામો કરવાં જોઇએ; કારણ કે જો હમણાં તમને નાનાં નાનાં ભલાં કામો કરતાં આવડશે તો પછી જ્યારે તમે મોટા થશો ત્યારે તમને ભલાઇનાં મોટાં મોટાં કામો કરતાં આવડશે, માટે તમારે હમણાંથીજ ભલાઇનાં કામો કરવાં જોઇએ. જેમકે,

## છોકરાંઓ કેવી રીતે સારાં કામો કરી શકે તેનો ખુલાસો.

કોઈ છોકરાની પેનસીલ ખોવાઈ ગઈ હોય અને તમારી પાસે વધારે પેન હોય અથવા એ વખતે તમારી પેનની તમને જરૂર ન હોય તો તમારી પેન તમારે તેને આપવી જોઇએ. કોઈ છોકરાનો શાહીનો ખડીયો ઢોળાઇ ગયો હોય અથવા કોઇ કારણસર કોઈ છોકરો પોતાનો શાહીનો ખડીયો નિશાળમાં ન લાવી શકયો હોય તો તમારા ખડીયામાંથી તેને લખવા દેવાની તમારે મહેરબાની કરવી જોઇએ. કાંઈ કામકાજને લીધે તમારા ધોરણવાળો કોઇ છોકરો નિશાળે ન આવી શકયો હોય, તેથી

જો તમોને પૂછે કે શું લેસન ચાલ્યું, અથવા શું લેસન ચાલવાનું છે, તો એ બાબતમાં તમો જે જાણતા હો તે તમારે કહેવું જોઇએ. તમારી પાસે પીવાનું પાણી હોય અને કોઈ છોકરાને તરસ લાગી હોય તો તમારે તેને પાણી પીવા આપવું જોઈએ. કોઇ છોકરૂં ભૂલું પડયું હોય અને તમે તેનું ઘર કે ફળીયું જાણતા હોય તો તે બતાવવાની ભલાઇ તમારે કરવી જોઇએ. તમારા પાડોશમાં કોઇ આંધળું, લુલું, માંદું કે દુઃખી માણસ હોય અને તે જો તમારાથી બની શકે એવું કાંઇ સહેલું કામકાજ કોઇ વખત તમોને બતાવે તો તમારે તે કરી આપવું જોઇએ. કોઈ ભૂખે મરતું કૂતરૂં તમારા ફળીયામાં તમારા જોવામાં આવે તો તમારી માને કહીને તેને રોટલાનો કટકો નાખજો; અને કોઇ ગરીબ છોકરા પાસે ચોપડી ન હોય ને તમારી પાસે આગલા ધોરણમાં ચાલી ગએલી ચોપડીઓ નકામી પડી રહેતી હોય તો તે એવા ગરીબ છોકરાઓને વાપરવા આપવાની મહેરબાની કરજો.

બોલો, મ્હારાં વ્હાલાં છોકરાંઓ ! આવાં સહેલાં સહેલાં ભલાં કામો તમારાથી બની શકે એમ છે કે નહિ ?

## ગમ્મત સાથે જ્ઞાન.

એ સાંભળીને તેમાંથી ઘણાં છોકરાંઓ બોલી ઉઠયાં કે, હા માજી, અમારાથી એવાં ભલાં કામો બની શકે એમ છે.

એ પછી બીજાઓનું ભલું કરનારી તે દયાળુબાઇએ કહ્યું:- આવતે રવિવારે આ વખતે હું પાછી તમારી પાસે આવીશ, એ વખતે જે છોકરાંઓ આ વાતો પાછી મને કહી બતાવશે તેને આ ‘ સોનેરી શિખામણ ’નું પુસ્તક ઈનામ તરિકે આપીશ,

અને જે છોકરાંઓ એ એક અઠવાડીયામાં પોતે કરેલાં ભલાં કામો કહી બતાવશે તેઓને એક એક રૂમાલ ભેટ આપીશ, તથા જે છોકરાંએ તેમાં સૌથી વધારે સારાં કામો કરેલાં હશે તેને મજેની ટોપીનું ઈનામ આપીશ, અને જેને કાંઇપણ ઈનામ નહિ મળે તેને પણ એક એક નારંગી ખાવા આપીશ; માટે આવતે રવિવારે સૌ છોકરાંઓ જરૂર અહિં આવજો. હવે હાર-દ્વાર બેસી જાઓ અને આ એક એક સફરજન લ્યો.

એમ કહીને તે ભલીબાઇ બધાં છોકરાંઓને સફરજન આપવા લાગી, ત્યારે માથું નમાવીને તથા ઉપકાર માનીને સૌ છોકરાંઓએ તે ફળ લીધાં.

એ પછી તે છોકરાંઓનાં વખાણ કરીને તથા સૌ છોક-રાંઓ સાથે બહુ હેતથી સલામ કરીને તે પરોપકારી બાઇ ત્યાંથી ચાલી ગઇ.

આ પાઠ સાંભળીને ડાહ્યાભાઈની દાદીએ કહ્યું:—ઓહો ! આ તો બહુ મજેની વાત. આવી વાતો તો છોકરાંઓને જરૂર શીખવવી જોઈએ.

પછી તેણે કહ્યું કે, રળિયાત વહુ, મોટાભાઈ આજે બાજ-રાનો પોંક લઈ આવેલા છે તે લાવો, આ છોકરાઓએ આપ-ણને મજેની વાત સંભળાવી માટે આપણે તેને તાજો તાજો પોંક ખવરાવીએ. એ પોંકમાં નવા તલ ને સાકરનો ભૂકો નાખજો.

## દાદીની શિખામણ.

એ સાંભળી રળિયાત વહુ પોંક લેવા ઉઠયાં, ત્યારે તેની નાન-કડી ચકુડીએ કહ્યું:—હું એકલી પોંક ખાઇશ, કોઇને આપવા નહિ દઉં. એમ કહીને તે પોતાની માની પાછળ દોડવા સારૂ ઉભી થઈ.

દાદીએ તેનો હાથ પકડીને તેને રોકી રાખી, અને કહ્યું:- ઓ ગાંડી છોકરી ! તને કાંઈ ખબર છે ? પ્રથમ બધાનો ભાગ પાડીને પછી આપણે ખાવું જોઇએ. જો બધું આપણે એકલાં ખાઈ જઇએ તો આપણને પાપ લાગે. હું નાની હતી ત્યારે હું પણ ત્હારા જેવી હતી, કોઇને કાંઈ આપવા દઉં નહિ અને બધું હું એકલીજ ખાઈ જતી, તેથી હું રોજ રોજ માંદી પડતી, અને બધાંની અદેખાઈ કર્યા કરતી એટલે મન બળ્યા કરતું તેથી હું રોતીસુરત જેવી રહેતી હતી. એ જોઈ મ્હારા મામા કહેતા કે આ છોકરી કોઇનો ભાગ પાડતી નથી ને બધું પોતે એકલીજ ખાઈ જાય છે, માટે એ જલદી મરી જશે; અને ખરેખર એમજ થયું. એક વખત કોઇનો ભાગ પાડયા વિના હું ખૂબ પેટ ભરીને બરફી ખાઈ ગઇ તેથી બહુ માંદી પડી અને તેમાંથી મરવા પડી. એમાંથી માંડમાંડ બચી, પણ એ પછી ઘણા દહાડા સુધી મને કોઇ ચીજ ખાવી ભાવે નહિ એવું થઈ ગયું. એ વખતથી હું બીજાઓને ભાગ વહેંચી આપવાનું શીખી. માટે ચકુડી, જો ત્હારે પણ વહેલું વહેલું મરી જવું હોય તો બધું એકલી એકલી ખાજે, અને જો જીવવું હોય તો બધાનો ભાગ પાડીને પછી ત્હારો ભાગ તું ખાજે.

એ સાંભળીને ડાહ્યાભાઇએ કહ્યું:-પ્રથમ સૌનો ભાગ પાડીને પછી આપણે આપણા ભાગનું ખાવું જોઇએ, એ પાઠ આમાં પણ છે.

ડોશીએ કહ્યું-ત્હારી બા પોંક તૈયાર કરીને અહિં લાવે એટલીવારમાં તો ચકુબ્હેન એ પાઠ વાંચી લેશે, માટે ચકુબ્હેનને એ પાઠ બતાવ, એટલે તે વાંચે.

એ સાંભળીને ડાહ્યાભાઇએ તે પાઠ કહાડીને પોતાની નાની બ્હેન ચકુબાઈના હાથમાં ચોપડી આપી, ત્યારે ચકુબ્હેન તે વાંચવા લાગી.



# પાઠ ૮ મો—ભાગ પાડીને ખાવું જોઇએ.

## કીકાની અને કાકુની વાત.

એક ફળીયામાં બે છોકરા રહેતા હતા. તેમાં એકનું નામ કીકો અને બીજાનું નામ કાકુ હતું. તે બંને છોકરાઓ સાથે રમતા અને સાથે ભણતા, પણ તેમની રીતભાત જૂદી જૂદી હતી. કીકો એકલપેટા સ્વભાવનો હતો, તેથી તે કોઇને કાંઈ મદદ કરતો નહિ. કોઈ વખત કોઈ પાડોશી તેને કાંઈ કામ કરવાનું કહે તો તે કરતો નહિ, અને ઘરમાં પણ કોઇ સાથે હળીમળીને રહેતો નહિ, તેથી કોઇ માણસ તેની ઉપર હેત રાખતાં નહોતાં, અને કોઈ છોકરાં તેની દોસ્તી કરતાં નહોતાં. પણ કાકુ બહુ ભલો હતો, તેથી ઘણાં માણસો તેની ઉપર બહુ હેત રાખતાં હતાં; કારણ કે તે પોતાનાં માબાપનું કહ્યું માનતો, જરૂર પડે ત્યારે પોતાનાં પાડોશીયોનું કામકાજ કરી આપતો, પોતાનાં ભાઈબ્હેનો, પોતાનાં પાડોશીયોનાં છોકરાંઓ તથા નિશાળના પોતાના ભાઈબંધો જેઓ હાજર હોય તેઓને પોતાની ખાવાની વસ્તુમાંથી ભાગ પાડી આપતો, અને સૌ સાથે હળીમળીને રહેતો હતો, તેથી તે પોતાના જે ભાઇબંધને ઘેરે જાય ત્યાંથી તેને નવું નવું ખાવા-પીવાનું મળતું હતું, જે સગાંઓને

ઘેરે જાય તે તેનાં વખાણુ કરતાં હતાં, અને જે જે પાડોશીને ઘેર જાય તે બધાં તેને માન આપતાં હતાં. તે સૌની ઉપર હેત રાખતો, અને પોતાના ભાગમાંથી સૌનેભાગ પાડી આપતો હતો, તેથી તેને રોજ રોજ નવું નવું ખાવાનુ મળતું હતું. જેમકે,

## ભાગ પાડીને ખાવાથી થતા ફાયદા.

કાકુને ઘેરે ધાણી શેકાવેલી હતી તે તેણે પોતાના પાડો-શીના છોકરાઓને આપી, એટલે પાડોશીના એક છોકરાએ તેને શેરડીનાં બટીકાં આપ્યાં. બીજે દિવસે પાડોશીના બીજા છોક-રાએ તેને ખમણ પહુવા આપ્યા. ત્રીજે દિવસે એક ત્રીજા છોકરાએ તેને દ્રાક્ષ આપી. ચોથે દિવસે તેની નાની બ્હેન પોતાના મામાને ત્યાં ગઈ હતી ત્યાં તેને બરફી ખાવા આપી હતી તેમાંથી તે પોતાના કાકુભાઇ સારૂ બરફી લેતી આવી એક ભાઇબંધને ત્યાં તેની વાડીનાં જમરૂખ આવ્યાં હતાં તે પોતાના ભાઈબંધ કાકુ સારૂ જમરૂખ લઈ આવ્યો, અને કાકુ પોતાની કાકીની કાકુડીને રમાડયા કરતો તેથી તેની કાકી પણ તેને માટે કાંઇ કાંઈ સારી સારી ખાવાની વસ્તુઓ રાખી મૂકતી હતી. આ રીતે કાકુ પોતાની ધાણીમાંથી બીજાં છોકરાંઓનો ભાગ પાડી આપે તેના બદલામાં તેને ઘણી વખત આટલી બધી નવી નવી ચીજો ખાવા માટે મળતી હતી. વળી એ બધાં તેની ઉપર હેત રાખતાં હતાં, તેથી કદી કોઈ દિવસ તેની પાસે ચોપડીઓ ન હોય, કે કોઈ દિવસ પેનસીલ ન હોય, કે કોઇ દિવસ સાહી કે કાગળ ન હોય, તો પણ તે મુંઝાતો નહોતો, કારણ કે પોતાના ભાઈબંધો પાસેથી એ બધું તેને મળી રહેતું હતું; એટલુંજ નહિ પણ કદી કોઇ ખરાબ છોકરો કાકુને મારવા

આવે તો સૌ છોકરાઓ કાકુને મદદ કરતા, તેથી કોઈ તેને મારી શકતું નહિ. તે પોતાના ભાઇબંધો ઉપર બહુ હેત રાખતો અને પોતાને સારૂ ખાવાનું હોય તેમાંથી તે પોતાના ભાઇબંધોને ખાવાનું આપતો હતો, તેથી બધાં છોકરાંઓ તથા એ છોકરાંઓનાં માબાપો પણ તેની ઉપર હેત રાખતાં હતાં.

## એકલપેટા છોકરાના બૂરા હાલ

ભલો કાકુ જ્યારે આવી રીતે મજેમાં રહેતો ત્યારે કોઇને ભાગ ન આપનાર અને બધું પોતે એકલોજ ખાઇ જનાર કીકાના શું હાલ હતા એ તમને ખબર છે ? કાકુને જેમ બધે ઠેકાણેથી સારૂં સારૂં ખાવા-પીવાનું મળતું તેમ કીકાને કાંઈ મળતું નહોતું. કીકાનો કીત્તો ભાંગી જાય તો કોઇ છોકરો તેને પોતાનો કીત્તો આપતો નહોતો, કીકાની પાસે ચોપડી ન હોય તો કોઇ છોકરાઓ તેને ચોપડી વાંચવા આપતા નહોતા, અને કીકાની કાંઇ ભૂલ થાય તો કોઇ છોકરાઓ તે સાંખતા ન હતા, પણ તુરતજ માસ્તરને કહી દેતા હતા, તેથી તેનો છેલ્લો નંબર રહેતો હતો.

એક દિવસે રમતાં રમતાં કાકુના પગને ઠોકર વાગી તેથી તેના પગની આંગળીમાંથી લોહી નીકળ્યું, ત્યારે તેની સાથેના તેના જેવાજ એક ગરીબ મિત્રે પોતાના ફાટેલા ફેંટામાંથી જરાક કડકો ફાડી લઇને તેની આંગળીએ પાટો બાંધ્યો, અને તેને હાથ પકડીને તેને ઘેરે મૂકી આવ્યા.

એ પછી એક દિવસ કીકાને પગે કૂતરૂં કરડયું અને બહુ લોહી નીકળવા માંડયું તેથી તે રોવા લાગ્યો. એ વખતે ઘણા છોકરાઓ તેની પાસે હતા, પણ કોઈએ પોતાનો ફેંટો ફાડીને

તેના પગે પાટો બાંધ્યો નહિ; અને તેણે પોતે તો જાડો કોટ, ગરમ કપડાંનો જાટો લેંઘો ને ટોપી પહેરી હતી, એટલે તેની પાસે પાટો બાંધી શકાય એવું લૂગડું નહોતું. તેણે એક છોકરાને કહ્યું:–શિવા, મને મારા ઘર સુધી મૂકવા આવીશ ?

શિવાએ કહ્યું:–એક દિવસ મ્હારો દડો કૂવામાં પડી ગયો હતો, તેથી તું રમી રહ્યો તે પછી રમવા સારૂ મેં ત્હારો દડો માગ્યો, પણ તેં મને દડો આપ્યો નહોતો, એ યાદ છે કે ? તું મને મદદ કરે નહિ ત્યારે હું તને શા માટે મદદ કરૂં ?

એ સાંભળીને કીકાએ કહ્યું:–કાકુને પગે ઠેસ વાગી હતી ત્યારે તેં ત્હારો ફેંટો ફાડીને તેની આંગળીએ પાટો બાંધ્યો હતો અને તેનો હાથ ઝાલીને તેને ઘેર મૂકી આવ્યો હતો, ત્હારી એ ભલાઇ જોઇને તથા મ્હારો પગ બહુ દુઃખે છે અને હું એકલો ચાલી શકું એમ નથી માટે તને હું કહું છું.

શિવાએ કહ્યું:–પોતાને ખાવાનું [illegible] તેમાંથી પણ કાકુ મને આપ્યા કરે છે, એટલે તેની ખાતર રાખવી જોઇએ; પણ તું તો એકલપેટો છે, તું કાંઇ ત્હારા ભાગમાંથી અમને આપતો નથી, ત્યારે અમે શા માટે મદદ કરીએ ?

## એક અજાણ્યા છોકરાની ભલાઈ.

આમ વાતો કરતા હતા એટલામાં ત્યાં એક અજાણ્યો છોકરો આવ્યો, તે કીકાને પગે લોહી નીકળતું જોઇને તથા તેને રોતો જોઇને ત્યાં ઉભો રહ્યો, અને બીજા છોકરાને પૂછવા લાગ્યો કે, આને શું થયું છે ?

ત્યારે તેણે કહ્યું:–એ મસ્તી કરતો હતો અને કૂતરાની પૂછડી તાણતો હતો તેથી તેને કૂતરૂં કરડયું છે.

એ સાંભળીને તે અજાણ્યા છોકરાએ પોતાના ખીસામાંથી રૂમાલ કાઢી તે રૂમાલ ફાડીને કીકાને પગે પાટો બાંધ્યો, અને તેનો હાથ પકડી તેની સાથે ધીમે ધીમે ચાલતો ચાલતો તેને ઘેરે મૂકવા ગયો.

એ જોઈને શિવાએ એ અજાણ્યા છોકરાને પૂછ્યું:–આ કીકો તમારો કાંઇ સગો છે ?

એ છોકરાએ કહ્યું:–નહિ.

શિવાએ પૂછ્યું:–એ તમારો દોસ્ત છે કે ઓળખાણવાળો છે ?

તે છોકરાએ કહ્યું:–એ મ્હારો દોસ્ત પણ નથી અને હું એને ઓળખતો પણ નથી.

એ સાંભળીને શિવાએ કહ્યું:–ત્યારે તમે શા માટે તમારો રૂમાલ ફાડીને એને પગે પાટો બાંધો છો ? અને શા માટે એના ઘર સુધી એને મૂકવા જાઓ છો ? એની તમે એટલી બધી ખાતર રાખો છો તે એણે તમને શું મદદ કરી છે ?

તે છોકરાએ કહ્યું:–મ્હારા બાપાએ મને એમ શીખવેલું છે કે જે આપણું ભલું કરે તેનું આપણે ભલું કરીએ એમાં શું નવાઇ ? એ તો સૌ કરે, એમ તો જનાવરો પણ જે માણસ ખાવાનું આપે તે માણસની તાબેદારી કરે છે; પણ આપણે તો માણસ છીએ, માટે આપણે તો સૌનું ભલું ઈચ્છવું જોઇએ, અને કાંઈ પણ બદલાની આશા રાખ્યા વિના બની શકે તેને મદદ કરવી જોઇએ.

**આપણને બીજાઓની મદદની જરૂર છે, માટે આપણે બીજાઓને મદદ કરવી જોઇએ.**

એ સાંભળીને કીકાની પાસે ઉભેલા પણ તેને મદદ નહિ

કરનારા સૌ છોકરાઓ શરમાઈ ગયા. છતાં તેમાંથી એક છોકરાએ કહ્યું:–ફીકો એકલપેટો છે, તે કોઇનું કામ કરતો નથી, માટે અમે પણ તેને મદદ કરતા નથી. એક વખત અમે તળાવે ન્હાવા ગયા હતા ત્યારે મ્હારા પગમાં કાંટો વાગ્યો. એ વખત મેં ફીકાને કહ્યું કે મ્હારા પગમાંથી કાંટો કાઢી લઉં એટલીવાર તું બેસ, પછી આપણે બેઉ જણા સાથે જઈએ; પણ તે રોકાયો નહિ અને મને એકલો મૂકીને ચાલ્યો ગયો. આવી રીતે એ કોઈનું કાંઇ કામ કરે નહિ ત્યારે અમે શા માટે તેનું કામ કરીએ?

એ સાંભળીને તે ભલા છોકરાએ ફીકાને કહ્યું:–ભાઈ, આપણને વારેવારે સૌનું કામ પડે છે, માટે આપણે પણ આપણાથી બની શકે તો સૌને મદદ કરવી જોઇએ. આજે કંઈ તને ખબર હતી કે મ્હારી મદદની તને જરૂર પડશે? આવી રીતે ઓચિંતાં આપણને ઘણાં માણસની ને ઘણી વસ્તુઓની જરૂર પડે છે, અને જો આપણે કોઈની ઉપર હેત રાખીએ નહિ ને કોઇને મદદ કરીએ નહિ તો જરૂર પડે ત્યારે આપણને પણ કોઇ મદદ કરે નહિ; માટે ત્હારે સૌ સાથે ભલાઈ રાખવી જોઇએ, નહિ તો કોઈક દિવસ રખડી મરીશ.

આ સાંભળીને તથા આપણને બીજાઓની મદદની કેટલી બધી જરૂર છે, એ પોતાના પગે કૂતરૂં કરડયું તે ઉપરથી જોઈને અને અજાણ્યા છોકરાએ કાંઇ પણ સ્વાર્થ વિના કેવી સરસ રીતે મદદ કરી તે નજરે જોઇને ફીકાને બહુ સારી અસર થઈ; તેથી તેણે કહ્યું કે, હવે હું સૌને ઉપર હેત રાખીશ અને મ્હારાથી જે બની શકશે તે મદદ હું સૌને કરીશ, તેમજ મ્હારી સાથેના સૌ છોકરાઓને હું શીખવીશ કે આપણે એક બીજાને

જરૂર મદદ કરવી જોઈએ. એમ વાતો કરતા કરતા તેઓ કીકાને ઘેર પહોંચ્યા.



# પાઠ ૯ મો—બ્હીવું નહિ.

ચંદુલાલે કહ્યું:-માણેકચંદ, હવે પરીક્ષા પાસે આવી છે, માટે મ્હારે ઘેરે આવો તો આપણે બેઉ જણા રાતે સાથે પાઠ વાંચીએ.

માણેકચંદે કહ્યું:-હું રાતે તમારે ઘેરે નહિ આવી શકું.

ચંદુલાલે કહ્યું:-કેમ, એમાં શું અગવડ છે?

માણેકચંદે કહ્યું:-રાતને વખતે મ્હારા ઘરની બહાર નીકળતાં હું બહુ બ્હીઉં છું.

એ સાંભળીને ચંદુલાલ હસી પડયો, અને બોલી ઉઠયો કે, ઓય બ્હીકણ ! એમાં વળી બ્હીક શેની ? આપણું ઘર તો એકજ ફળીયામાં છે, ને પાસે પાસે છે. તમારે ઘેરથી તમે મને બોલાવો તો હું સાંભળી શકું, અને મ્હારે ઘેરથી હું તમને બોલાવું તો તમે સાંભળી શકો. શું એટલું ચાલવામાં પણ બ્હીક લાગી જાય ? વાહરે વાહ તમારી બ્હીક ! એવું બ્હીકણપણું તો છોકરીઓમાં પણ ન હોય.

### બ્હીકણ છોકરો.

એ સાંભળીને માણેકચંદના મોટાભાઇ પરભુદાસે કહ્યું:-અરે, એ તો એવો બ્હીકણ છે કે કંઈ વાતજ ન પૂછો ! અમારા ઘરમાં ને ઘરમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતાં પણ

એ બ્હીએ છે, પોતાની પથારીમાં એકલો સૂતાં પણ એ બ્હીએ છે, દીવો ઠરી જાય તો બ્હીએ છે, સિપાઇને દેખે તો બ્હીએ છે, કોઇ બાવાને દેખે તો બ્હીએ છે, કૂતરૂં ભસે તો બ્હીએ છે, ધોળે દિવસે ઘરમાં એકલો હોય તો બ્હીએ છે, ચોખામાંથી ચેળ નીકળે તેથી પણ બ્હીએ છે, પતંગીયાંથી પણ બ્હીએ છે, બંદૂક ફુટતાં સાંભળે તોપણ બ્હીએ છે, તળાવમાં કે નદીમાં ન્હાતાં પણ બ્હીએ છે, વહાણમાં બેસતાં પણ બ્હીએ છે, પોતાના પડછાયાથી પણ બ્હીએ છે, અને ઉંદરનાં બચ્ચાંથી પણ બ્હીએ છે. એવું બ્હીકણ તો કોઈ ન હોય.

એ સાંભળીને સેવકલાલે કહ્યું:—અરર ! એ તો બહુજ ખરાબ. એવું બ્હીકણપણું હોય એ તો નાલાયકી ગણાય. અરે, માણેકચંદ તું આવો બાયલો છે શું ? અરે ભલા માણસ ! જરા વિચાર તો કર કે તું આવો ને આવો બ્હીકણ રહીશ તો આગળ જતાં મોટાં કામો કેમ કરી શકીશ ?

માણેકચંદે કહ્યું:—બ્હીવું એ સારૂં નહિ એમ હું જાણું છું, અને મ્હારૂં બ્હીકણપણું મટાડવું એમ મ્હારી મરજી છે, પણ કોણ જાણે શું છે કે હું જરાય હિંમત રાખી શકતો નથી, અને વિના કારણ બ્હીયાં કરૂં છું.

## તમે કોનાથી ડરો છો ?

એ સાંભળીને ચંદુલાલે કહ્યું:—પણ તમે કોનાથી બ્હીઓ છો એ હું સમજતો નથી, કારણ કે ઉંદર મોટો કે તમે મોટા ? પતંગીયાંમાં વધારે બળ છે કે તમારામાં વધારે બળ છે ? અને ચેળમાં વધારે અક્કલ છે કે તમારામાં વધારે અક્કલ છે ? તમારા બાપ, કાકા, ભાઈ, મામા કે દોસ્ત તમને તળાવે ન્હાવા

તેડી જાય તે શું તમને પાણીમાં ડુબાડી દેશે ? નહિજ. ત્યારે તમે શા માટે બ્હીઓ છો ? આપણો બચાવ કરવા માટે સરકારના કાયદા છે, પોલીસ છે, અને આપણાં માબાપ આપણી મદદમાં છે, ત્યારે કાંઈ પણ ગુન્હો કર્યા વિના માત્ર સિપાઈનું કે બાવાનું નામ સાંભળીનેજ અથવા તેને જોઈનેજ આપણે શા માટે બ્હીવું જોઈએ ? કોઈ વખત દીવો ઠરી જાય તેમાં શું થઇ ગયું ? અંધારૂં કાંઇ આપણને ખાઈ જાય તેમ નથી, અને તમારી પથારીમાંથી કયું બાઉ નીકળી આવે છે એ તો જરા કહો ? એવા બ્હીકણ શું થાઓ છો ? છોકરાંઓએ તો ખૂબ હિંમત રાખવી જોઇએ.

## મ્હારી મા મને બ્હીવરાવ્યા કરતાં, તેથી હું બ્હીકણ થઈ ગયો છું.

એ સાંભળીને માણેકચંદે કહ્યું;–એ બધી વાત સાચી, પણ મ્હારી માએ મને ન્હાનપણમાં બહુજ બ્હીવરાવી મૂકેલો છે, એટલે હવે મ્હારામાં હિંમત આવી શકતી નથી. વાત વાતમાં તે એમ કહ્યા કરતાં કે, “ જો બાવો આવ્યો, મસ્તી કરીશ તો સિપાઇને બોલાવીશ. પેલા કૂળીયામાં ભૂત ફરે છે માટે ત્યાં રમવા જઈશ મા. અંધારામાં જઇએ તો વીંછી કરડી ખાય. એકલો બહાર જઈશ તો કોઈક તને છેતરીને ઉપાડી જશે. રોતો રહી જા, નહિ તો તને ઉંદરનાં બચ્ચાં પાસે મૂકી આવીશ ” આવી રીતે વાત વાતમાં મને મ્હારી મા બ્હીવરાવ્યા કરતાં, તેથી હું બ્હીકણ થઈ ગયો છું.

## છોકરાંઓની બ્હીક મટાડવાના ઉપાય.

એ સાંભળીને શામરાવે કહ્યું:–અરર ! તમારી મા તમને

એવી રીતે ડરાવે છે ! એ તો ઘણુંજ ખોટું. હું જો કોઇપણ વાતથી બ્હીઉં તો મ્હારી મા મને કહે છે કે, "તું તે આવો ક્યાંથી જાગ્યો ? આપણા કુટુંબમાં તો કોઇ ત્હારા જેવું બાયલું નથી." પહેલાં હું ઘોડા ઉપર બેસતાં ડરતો, એ જોઇને મ્હારા બાપા કહેતા કે, "ઘોડા ઉપર બેસતાં બ્હીએ છે ત્યારે સરદારી કેમ કરી શકીશ ? બોલ, ત્હારે હજામ થવું છે કે સરદાર થવું છે ? જો બહાદૂર થવું હોય અને સરદારી કરવી હોય તો ઘોડે બેસવામાં બ્હીવું ન જોઇએ. જો, આપણો રામભાઉ ત્હારા કરતાં ન્હાનો છે તોપણ કેવી સરસ રીતે ઘોડો દોડાવે છે, અને તું ઘોડા ઉપર બેસતાં પણ બ્હીએ છે ? હાય હાય, ત્હારી તો આબરૂ ગઈ ! અમે તો સૌ આગળ ત્હારાં વખાણ કરતાં અને કહેતાં કે અમારો શામરાવ બહુ બહાદૂર છે, પણ હવે એને બદલે એમ કહેવું પડશે કે શામરાવ તો બાયલો છે ! બોલ, તને શું ગમે છે ? બહાદૂર થવું ગમે છે કે બાયલા રહેવું ગમે છે ?" એ સાંભળીને હું શરમાઈ જતો, અને મનમાંથી બહુ ડર્યાં કરૂં તો પણ બહારથી જરા હિંમત રાખીને ઘોડા ઉપર બેસતો; તેથી હવે હું બહુ સારી રીતે ઘોડો દોડાવી શકું છું.

### છોકરાઓમાં બહાદૂરી વધારવાના ઉપાય.

આવીજ રીતે જ્યારે હું ફટાકડા ફોડતાં બ્હીતો અને બંદૂકનો અવાજ સાંભળીને બ્હીતો ત્યારે પણ મ્હારા બાપા કહેતા કે, "દીકરા તું તો ફટાકડાથી બ્હીએ છે, પણ તને ખબર છે કે આપણને જે આ ગરાસ મળેલો છે તે મ્હારા દાદાના બાપની બહાદૂરીથી મળેલો છે. પેશ્વા સરકારની નોકરીમાં તે સરદાર

હતા, અને મોટી મોટી લડાઇઓમાં તેણે ફતેહ મેળવી હતી, તેથી આપણે આ જાગીર ભોગવીએ છીએ. એ પછી મ્હારા દાદા પણ અંગ્રેજ સરકારના લશ્કરમાં હતા, અને અફઘાન લડાઈમાં ઘાયલ થયા હતા, તેથી જીવ્યા ત્યાં સુધી પેન્શન ખાતા હતા, અને ચાળીશ વરસ ઉપર આપણા ગામમાં ધાડ પડી હતી ત્યારે મ્હારા બાપાએ બ્હારવટીયાઓને મારી હઠાવ્યા હતા. દીકરા, આપણા કુળમાં કોઈ નમાલો માણસ થયો નથી માટે ત્હારે પણ બહાદૂર થવું જોઇએ.* હાલમાં અંગ્રેજ સરકારના રાજ્યમાં શાંતિ છે, એટલે હવે આપણે હથીયારથી લડવાનું નથી, પણ દેશનું ભલું થાય તે સારૂ વિદ્યા-હુન્નરથી લડવાનું છે, અને તેમાં પણ એક પ્રકારની બહાદૂરી જોઇએ છે. જેમકે, મ્હારા બાપાએ પોતાની તરવારથી બ્હારવટીઓને માર્યા હતા, અને મને તરવાર પકડતાં પણ આવડતી નથી, તેમજ હવે એવા પ્રસંગો પણ આવતા નથી, પણ એને બદલે પ્રજાના હક સારૂ કાયદાની રીત પ્રમાણે હું સરકાર સામે લડત ચલાવું છું, અને એમાં મ્હારી બુદ્ધિ વાપરૂં છું, મ્હારો લાગવગ વાપરૂં છું, તથા મ્હારૂં ધન પણ ખરચું છું; કારણ કે અત્યારે એ જરૂરની વાત છે. પણ એમાંએ બહાદુરી જોઇએ છે, કારણ કે કોઇ કાંઈ બોલે ને કોઈ કાંઇ બોલે. વળી કેટલાક અમલદારો પણ ગુસ્સે થાય અને છાપાવાળાઓ પણ કોઇ છાપરે ચડાવે ને કોઇ પછાડે; માટે એમાં પણ એ બધું ખમવાની બહાદૂરી જોઇએ

---

* આવી રીતે દરેક માબાપોએ પોતાના કુટુંબના વડવાઓએ જે મોટાં અને સારાં કામો કર્યાં હોય તેની હકીકત પોતાનાં છોકરાંઓને કહેવી જોઇએ.

છે. બ્હીકણુ માણુસથી કાંઇ બને નહિ, માટે તું બહાદૂર થા. ચાલ, તને મેળામાંથી લાકડાની બંદૂક અપાવું, અને પછી તું જરા મોટો થઇશ ત્યારે સરકારમાંથી પરવાનો મેળવીને હું તને સાચી બંદૂક અપાવીશ."

આવી રીતે સમજાવી પટાવીને તથા હસાવી રમાડીને તે મ્હારી બ્હીક મૂકાવતા, તેથી હવે હું કોઇથી ડરતો નથી. સમજુ માબાપોએ તો આવી આવી યુક્તિઓથી પોતાનાં છોકરાંઓના મનમાંથી બ્હીકણુપણું મટાડવું જોઇએ; તેને બદલે તમારી મા તમને વાત વાતમાં બ્હીવરાવ્યા કરે એ તો બહુજ ખરાબ. પણુ હવે તમે સમજુ થઇને શા માટે બ્હીઓ છો ?

## છોકરાંઓએ તરતાં શીખવું જોઇએ.

એ સાંભળીને હુસેનખાંએ કહ્યું:—તમારી પેઠે અને માણેકચંદની પેઠે હું પણુ પ્રથમ બહુ ડરતો, પણુ તમારા બાપની પેઠેજ મ્હારા કાકાએ પણુ મને સમજાવી સમજાવીને મ્હારી બ્હીક મટાડી છે. અમારા ગામને પાદર નદી હતી, ત્યાં મ્હારા કાકા મને રોજ ન્હાવા તેડી જતા, પણુ હું પાણી જોઇને બહુ ડરતો અને રોઇ પડતો. એ વખતે મ્હારા કાકા મને બહુ સમજાવતા અને કહેતા કે, " જો સરખી રીતે ન્હાઇશ તો પૈસાની જલેબી અપાવીશ." તો પણુ હું માનતો નહિ અને રોયા કરતો, પરન્તુ તે મ્હારા રોવાની દરકાર કરતા નહિ, હું રોતો હોઉં તોપણુ મને ઉપાડીને નદીમાં લઇ જતા, અને કહેતા કે, " તરતાં ન આવડે તે છોકરો શું કામનો ? આપણુને રાત દહાડો પાણી સાથે કામ, અને પાણીથી બ્હીવું એ કેમ પાલવે ? આપણા બાપદાદા વહાણો ચલાવવાનુંજ કામ

કરતા. મ્હારા દાદા મોટા જંગબારી વહાણના કેપ્ટન હતા, ત્હારા બાપે દરિયામાં ડુબતાં માણસોને બચાવ્યાં હતાં, અને મેં પણ તરવાની સરતોમાં ઇનામો મેળવેલાં છે. આમ હોવા છતાં તું પાણીથી બ્હીએ એ કેમ ચાલે ? તું રોઇ પડે એથી કાંઇ હું તને છોડી દઇશ નહિ. ત્હારે તરતાં તો શીખવુંજ પડશે." આવી આવી રીતે તેઓ મને સમજાવતા, ખાવાનું અપાવતા અને પોતાની સાથે પાણીમાં તેડી જઇને મ્હારી બ્હીક મટે તેમ કરતા; તેથી હવે મને બહુ સારી રીતે તરતાં આવડે છે, અને મ્હારા દોસ્તોને પણ હું તરતાં શીખવું છું.

## બ્હીકણ અને નમાલાં છોકરાં શું કામનાં ?

એ સાંભળીને ફતેહસિંહે કહ્યું:–મ્હારા મોટાભાઈ બી. એ. ના વર્ગમાં છે, તેને અસલના લોકોના ઈતિહાસો વાંચવાનો બહુ શોખ છે, અને એ વાતો મ્હારી ભાભીને સમજાવે છે, તેમાંથી કોઇ કોઈ વખત થોડું થોડું હું પણ સાંભળી લઉં છું. તેમાં એક દિવસ એમ આવ્યું હતું કે અસલના વખતમાં એક દેશમાં એવો સખ્ત કાયદો હતો કે જે છોકરાંઓ શરીરમાં જોરાવર હોય નહિ, હિંમતવાળાં હોય નહિ અને બહાદૂર હોય નહિ તેવાં નબળાં અને બ્હીકણ છોકરાંઓને મારી નાંખવાં, કારણ કે એવાં બ્હીકણ અને રોગી છોકરાંઓ જીવે તેથી દેશને શું ફાયદો થાય ? એવાં નમાલાં છોકરાંઓ કાંઇ પોતે પોતાનું કલ્યાણ કરી શકે નહિ, બીજાઓને મદદ કરી શકે નહિ, અને પોતાના દેશનું પણ કાંઇ ભલું કરી શકે નહિ, પણ ઉલટાં બીજાં સારાં માણસોની ઉપર ભાર જેવાં થઈ પડે, માટે એવાં નકામાં માણસો જીવતાં રહીને બીજાઓને હેરાન કરે

તે કરતાં તેઓ મરી જાય એજ સારૂં, એટલે એ જોઈને બીજાં કોઈ એવાં નમાલાં થાય નહિ. આવી સમજને લીધે એ લોકોએ એવો કાયદો કર્યો હતો કે પોતાના દેશમાં જેટલાં છોકરાંઓ જન્મે તે બધાં છોકરાંઓને તપાસવા માટે રાજા અને પ્રજા તરફથી એક કમીટી નીમવી. એ કમીટી જે છોકરાંઓને પાસ કરે તેને બચાવવાં, અને જે છોકરાંઓને નાપાસ કરે તેને મારી નાંખવાં; એટલુંજ નહિ પણ જે છોકરાંઓને બચાવેલાં હોય તેઓ પણ પાછળથી બ્હીકણુ ન થાય, મોજીલાં ન થાય અને માંદાં ન થાય, પણ સુખ–દુઃખ ખમી શકે તેવાં થાય, તથા પોતાના દેશના ભલા સારૂ દુશ્મનો સામે લડી શકે અને પોતાનાં માથાં આપી શકે એવાં બહાદૂર થાય તે સારૂ તેઓને ખૂબ કસરત કરાવતા, પહાડો ઉપર ચ્હડાવતા, ઉજડ જંગલોમાં એકલા મોકલતા, ભૂખ્યા રાખતા, ટાઢ–તડકા ખવરાવતા, હથીઆર વાપરતાં શીખવતા, માબાપથી જુદા ગુરુના આશ્રમમાં રાખતા અને એક ઈશ્વર સિવાય બીજા કોઇથી પણ બ્હીએ નહિ તેવાં બનાવતા; તેથી એ લોકો બહુ સુખી હતા, સ્વતંત્ર હતા અને કોઇ પણ પરદેશી લોકો એનો દેશ જીતી શકતા નહિ. આપણે પણ જો સુખી થવું હોય અને આપણા દેશનું ભલું કરવું હોય તો એવા બહાદૂર થવું જોઇએ.

### ખુલ્લા દિલનાં બાળકોની સાદી સાદી વાતો.

આ સાંભળીને ચંદુલાલે કહ્યું:–ઓહો! આ તો બહુ ભારે વાત! જો આપણા દેશમાં એવો કાયદો હોય તો તો માણેકચંદ જેવાના બાર વાગી જાય!

શામરાવે કહ્યું:–એમાં નવાઈ શું! એવા બ્હીકણોના તો

એવા હાલ થવાજ જોઇએ.

હુસેનખાંએ કહ્યું:-જો હું રાજા થાઉં તો એવો કાયદો કર્યા વિના રહું નહિ.

ફતેહસિંહે કહ્યું:-એમાં રાજા થવાનું શું કામ છે? આપણે સરકારને અરજ કરીએ કે અમને એવો કાયદો કરી આપો, એટલે સરકાર એવો કાયદો કરી આપશે. પણ આખી દુનિયાની બ્હીક જેના ઘરમાં પેસી ગઈ હોય એવી માણેક-ચંદની મા જેવી બાઈડીઓને પહેલાં પૂછો તો ખરા કે એવો કાયદો તમને ગમશે?

આમ વાત ચાલતી હતી એટલામાં બાબુ બહુ રોવા લાગ્યો, તેથી ચંદુલાલે પૂછ્યું કે, આ ગડબડ શું છે? શા માટે તે રૂએ છે?

ત્યારે બાબુના મોટા ભાઇએ કહ્યું:-મ્હારી માશીના દીકરા હરિલાલે હેત કરીને તેને બોલાવ્યો, અને કહ્યું કે બાબુ, કેમ છે? ચાલ મ્હારે ઘેરે, તને દાડમ ખાવા આપું; એમ કહીને તેણે બાબુનો હાથ પકડયો, તેથી તે રોઈ પડયો.

ફતેહસિંહે કહ્યું:-કોઈ હેત કરીને બોલાવે એ તો ખુશીની વાત. એમાં રોવા જેવું શું છે?

બાબુના મોટા ભાઇએ કહ્યું:-અરે, એ તો એવો જંગલી છે કે બસ વાત વાતમાં રોયાજ કરે છે!

એ સાંભળીને ચંદુલાલે કહ્યું:-એ તો ઘણુંજ ખરાબ. નઠારાં છોકરાં હોય તેજ રુએ, સારાં છોકરાં કાંઈ રુએ નહિ.

ડાહ્યાભાઈએ કહ્યું:-આ ચોપડીમાં રોતીસુરત છોકરી વિષે પાઠ છે એ તમે વાંચ્યો છે?

ફતેહસિંહે કહ્યું:–નહિ, એ પાઠ તો જરૂર અમને સંભળાવો. ત્યારે ડાહ્યાભાઇ એ પાઠ વાંચવા લાગ્યા.



# પાઠ ૧૦ મો–રોતીસુરત છોકરી.



વહાલી નામે છ વરસની એક છોકરી હતી. તે વાત વાતમાં રોયા કરતી. કોઈ છોકરાઓ તેને રમવા તેડી જવા સારૂ તેનો હાથ પકડે તો પણ રોઈ પડે. તેનાં સગાંવહાલાં કહે કે વહાલી, લે આ ખાવાનું આપું, તો પણ તે રોઇ પડતી. કોઈ અજાણ્યું માણુસ તેની સામું જુએ તોપણ તે રોઈ પડતી. પોતાની મા પાસે ખાવાનું માગતાં માગતાં પણ તે રોતી. કોઈ સગાં વહાલાંને ઘેર કાંઈ કામે જવું પડે તો પણ તે રોતી. લૂગડાં પહેરતી વખત પણ તે રોતી. ન્હાવું પડે ત્યારે પણ તે રોતી. માથું હોળતી વખત પણ તે રોતી. નિશાળે જતી વખત પણ તે રોતી. કોઈ ઓળખાણ-પીછાનવાળાં માણુસો હેત કરીને તેને બોલાવે અને તેની ખબર પૂછે કે, વહાલી કેમ છે? તોપણ તે રોઇ પડતી. આમ હોવાથી ઘણાં માણુસો તેને રોતીસુરત છોકરી કહીને બોલાવતા હતા. ફળીયાનાં છોકરાંઓ પણ વહાલી ગાંડી, વહાલી ગાંડી, વહાલી કજીયાળી ને રોતીસુરત છોકરી, રોતીસુરત છોકરી, એમ કહીને તેને ચીડવતાં હતાં; તેથી એ રોતીસુરત છોકરીને ક્યાંય પણ સુખ મળતું નહોતું. ઘરમાં પણ તે રોયા કરતી; નિશાળે પણ તેને રોવું પડતું, ફળીયામાં પણ છોકરાંઓ તેને જંપીને બેસવા

દેતાં નહિ અને પાડોશીઓને ઘેરે જાય ત્યાં પણ વાત વાતમાં તેને રોવું પડતું હતું. એ છોકરી કોઈને ગમતી નહિ, એટલે કોઈ પણ ઠેકાણેથી તેને માન મળતું નહિ, પણ ઉલટું બધે ઠેકાણેથી તેનું અપમાન થતું હતું. કોઈ તેનાં વખાણ કરતું નહિ, પણ સૌ તેને ચીડવતાં હતાં. શેરડી, બોર, જમરૂખ, ચણા, વગેરે ખાવાનું કોઈ તેને આપતું નહિ, પણ તેની પાસે જે ખાવાનું હોય તે તે રોયાં કરે એટલીવારમાં બીજું કોઇ ખાઈ જતું, અથવા નંખાઈ જતું, ઢોળાઈ જતું કે ખોવાઇ જતું; તેથી તેનો સ્વભાવ ખારો ઝેર જેવો થઈ જતો, તેનું મોઢું ઉદાસ જેવું થઈ જતું, તેના માથાના વાળ ખીંખર-વીંખર થઇ જતા, તેનાં લૂગડાં મેલાં થઈ જતાં, તેના ગાલ ઉપર સૂકાઇ ગએલાં આંસુના રેલા દેખાતા. વળી વારે વારે રોવાથી તેના નાકમાંથી લીંટ ચાલ્યું જતું અને મોઢામાંથી લાળ પડતી હતી, તથા બહુ રુએ ત્યારે શ્વાસ ભરાઇ આવે તેથી ગભરાઈ જાય અને ખોં ખોં કરે, તેથી તે કોઇને ગમે નહિ એવી અળખામણી ને ભૂતડી જેવી લાગતી હતી. આ બધી ખરાબી તે બહુ રોયા કરે તેને લીધેજ થતી હતી.

## હસમુખી આનંદી.

એજ રોતીસુરત છોકરીની બીજી મોટી બ્હેન હતી, તેનું નામ આનંદી હતું. તે આઠ વરસની ઉમ્મરની હતી અને વહાલી કરતાં જરા શામળી હતી, તોપણ તે વહાલી કરતાં વધારે શોભતી; કારણ કે આનંદી તે ખરેખર આનંદીજ હતી. તે ખાસ કારણ વિના કદી પણ રોતી નહિ. રમતમાં કોઈ વખતે કદી કાંઇ વાગી જાય તોપણ તે રોતી નહિ. કોઈ

મૂરખ માણુસ કદી તેને ચીડવે તોપણુ તે રોતી નહિ. કોઇ બ્હેનપણી રમુજમાં તેને ટપલો મારી લે, વાળ હોળવાની તેની કાંસકી છુપાવી દે કે તેની પેનસીલની અણી ભાગી નાંખે તોપણુ તે રોતી નહિ. વખતે બે ચાર દિવસ પોતાની માથી જૂદું પડવું પડે અને ઘરમાં બીજાઓની સાથે રહેવું પડે તો પણુ તે રોતી નહિ.

## બે બ્હેનોની સરખામણી.

વહાલીને તેની મા ન્હવડાવે ત્યારે તે રોતી હતી, પણુ આનંદી તો પોતાની ખુશીથી હમ્મેશાં શરીરને ચોળી મશળીને ન્હાતી હતી. વહાલીની મા વહાલીનું માથું હોળે ત્યારે તે રોતી અને માથું હોળવા દેતી નહિ, તેથી વહાલીના માથામાં જૂ ભરેલી રહેતી, અને જૂ કરડે એટલે તે માથું ખંજવાળ્યા કરતી, તેથી તે બહુ ખરાબ દેખાતી હતી; પણુ આનંદી તો હમ્મેશાં પોતાને હાથે પોતાનું માથું હોળતી, તેથી તેના વાળ બહુ સફાઇદાર રહેતા હતા. વહાલીને કોઇ બોલાવે ત્યારે તે રોઈ પડતી ને કાંઇ જવાબ દેતી નહિ, પણુ આનંદીને હેત કરીને કોઈ બોલાવે ત્યારે તે રાજી થતી અને જે પૂછે તેના બહુ સારા જવાબો આપતી હતી. વહાલીને સગાંવહાલાંમાં ક્યાંય જવું પડે તો તે રોતી, પણુ આનંદીને ક્યાંય જવું આવવું પડે તો તે ઉલટી ખુશી થતી હતી. વહાલી નિશાળે જતી વખત પણુ રોતી અને પાઠ વાંચતી વખત પણુ રોતી, તેથી રોવામાંજ તેનો ઘણો વખત જતો, એટલે તેને લેસન આવડતું નહિ; પણુ આનંદી તો ખુશીથી નિશાળે જતી, અને ધ્યાન આપીને પાઠ વાંચતી, તેથી પોતાના વર્ગમાં તે

પહેલે નંબરે આવતી, જ્યારે વહાલી પોતાના વર્ગમાં છેલ્લે નંબરે રહેતી હતી.

## આનંદી સ્વભાવ રાખવાના ફાયદા.

આનંદીનો આવો આનંદી સ્વભાવ હોવાથી સૌ ઠેકાણેથી તેને આનંદ મળતો. ઘરમાં પણ તે આનંદથી રહી શકતી. નિશાળમાં પણ તેનો નંબર પહેલો હતો, એટલે ત્યાં પણ તે મહેતાજીની માનીતી ને બીજી છોકરીઓની ઉપરી જેવી હતી. પાડોશીયોનાં ઘરમાં પણ તેનો દાખલો દેવાતો, અને પાડોશણો પોતાની છોકરીઓને કહેતી કે, બ્હેનો ! આનંદી જેવી થાઓ. સગાં-વહાલાંમાં જ્યાં જાય ત્યાં પણ બધે ઠેકાણે તેનાં વખાણ થતાં ને તેને માન મળતું હતું. આ બધું શાથી ? આનંદી સ્વભાવ રાખવાથી. માટે આપણે પણ આનંદી સ્વભાવ રાખવો જોઈએ.

આનંદીને જ્યારે સૌ ઠેકાણેથી ઉપર પ્રમાણે આનંદ મળતો હતો ત્યારે રોતીસુરત વહાલીની સૌ લોકો મશ્કરી કરતા અને તેનો તિરસ્કાર કરતા, એટલુંજ નહિ પણ વહાલીની મા પણ તેના રોવાથી કંટાળી જતી, અને કહેતી કે, આ રાંડ મરી જાય તો સારૂં. અને એ બધું શા સારૂ ? વહાલીના રોતીસુરતપણાને લીધેજ.

ઓ મ્હારાં વહાલાં છોકરાંઓ ! બોલો, હવે તમોને શું ગમે છે ? આનંદી જેવા હસમુખા સ્વભાવવાળાં થવું ગમે છે કે વહાલી જેવાં રોતીસુરત થવું ગમે છે ? જો રોતીસુરત થવું ન ગમતું હોય તો ખાસ કારણ વિના કદી પણ રોશો માં, પણ હમ્મેશાં આનંદમાં રહેવાય તેમ કરજો.



# પાઠ ૧૧ મો—સ્વદેશપ્રેમ વિષે.

## ભાગ ૧ લો.

---

એ પછી બીજે દિવસે રજા પડી ત્યારે ઘણા છોકરાઓ ડાહ્યાભાઇને ઘેર ગયા, અને કહ્યું કે, આજે તો કાંઇક નવોજ પાઠ વાંચી સંભળાવવાની મહેરબાની કરો.

ડાહ્યાભાઇએ કહ્યું:—આજે તો પોતાના દેશ ઉપર પ્રેમ રાખવા વિષેનો પાઠ વાંચીએ.

### ભોળા સ્વભાવનાં દાદીની રમુજી વાતો.

એ સાંભળીને ડાહ્યાભાઇની દાદીએ કહ્યું:—દેશ ઉપર તે પ્રેમ કેમ રખાય? દેશ કાંઇ નાનકડું છોકરૂં છે કે બિલાડીનું બચ્ચું છે, તે એના ઉપર પ્રેમ રખાય? આજકાલના છોકરાઓ પણ શુંની શું વાતો કરે છે! અમે તો નાનાં હતાં ત્યારે એક હતો ચકલો ને એક હતી ચકલી, ચકલો લાવ્યો ચોખાનો દાણો ને ચકલી લાવી દાળનો દાણો, એવી વાતો કરતાં; તેને બદલે આજકાલના ટીણકુજીઓ તો મોટા બારિસ્ટરોના જેવી વાતો કરે છે! હું તો એમાં કાંઇ સમજતી પણ નથી.

ડાહ્યાભાઇએ કહ્યું:—માજી, ચકલા ચકલીની વાતોના વખત ગયા. હવે તો અમારા માસ્તર કહે છે કે સ્વદેશપ્રેમનાં ને સ્વતંત્રતાનાં હાલરડાં ગવાવાં જોઇએ.

એ સાંભળીને મોઢું મરડીને દાદી બોલ્યાં:—એવું જીભના કટકા થઇ જાય તેવું બોલતાં કેમ આવડે? હું તો તમારી વાતમાં કાંઇ સમજતી નથી. સવતનતરતા એટલે શું?

એ સાંભળીને બધા છોકરાઓ ખૂબ હસી પડયા. એ પછી જરા હસતે હસતે ડાહ્યાભાઈએ કહ્યું:—માજી, સ્વતંત્રતા એટલે કોઈના તાબામાં રહેવું નહિ, પણ પોતે પોતાના અખતીયારમાં રહેવું તે. અમારા માસ્તર કહે છે કે ગુલામગીરી જેવી જૂની રૂઢીઓનાં બંધનમાં રહેવું નહિ, નાતોના જે ગેરવ્યાજબી રિવાજો હોય તેના બંધનમાં રહેવું નહિ, રૈયતને નુકસાન કરે તેવા રાજાના જુલમમાં રહેવું નહિ, અને કોઇ પણ જાતના વ્હેમના બંધનમાં રહેવું નહિ, પણ પોતાના દેશનું, પોતાના રાજ્યનું, પોતાના ધર્મનું, પોતાના કુટુંબનું અને પોતાના આત્માનું ભલું થાય તેવી રીતે છૂટથી વરતી શકાય ને એમાં કોઇ નડે નહિ, તેનું નામ સ્વતંત્રતા. હવે સમજ્યાં ?

એ સાંભળીને ડોસીએ કહ્યું:—ઓહો ! આજ કાલના છોકરા તો લઇ ઉઠયા છે ! આવું આવું તે તમને કોણ શીખવે છે ? આવું શીખશો તો તો બગડી જશો. આવું શીખ્યા પછી તમે અમારૂં કહ્યું કેમ માનશો ?

ડાહ્યાભાઇએ કહ્યું:—માજી, તમારૂં કહ્યું માનીએ અને તમને સુખી રાખી શકીએ તે સારૂજ એ બધું શીખવાનું છે. આ પાઠ તો સાંભળો, એટલે તમારી ખાત્રી થશે.

ત્યારે દાદીએ કહ્યું:—ભલે ત્યારે વાંચ.

એ પછી ડાહ્યાભાઈ તે પાઠ વાંચવા લાગ્યા.

## આપણા દેશ ઉપર આપણે પ્રેમ રાખવો જોઇએ.

માસ્તરે કહ્યું:—શંકરપ્રસાદ, "સ્વદેશ" એટલે શું ? એ તમે જાણો છો ?

શંકરપ્રસાદે કહ્યું:—હા સાહેબ, સ્વદેશ એટલે પોતાનો દેશ.

માસ્તરે કહ્યું:-દેશ તો ઘણાએ છે, તેમાં પોતાનો દેશ કયો કહેવાય?

શંકરપ્રસાદે કહ્યું:-જે દેશમાં આપણો જન્મ થયો હોય અને જે દેશમાં અસલથી આપણા બાપદાદાઓ રહેતા હોય તે પોતાનો દેશ કહેવાય છે.

માસ્તરે કહ્યું:-આપણા દેશ માટે આપણે શું કરવું જોઈએ એ તમે જાણો છો?

શંકરપ્રસાદે કહ્યું:-હાજી, આપણા દેશ ઉપર આપણે પ્રેમ રાખવો જોઈએ.

એ પછી બીજા છોકરા સામે જોઇને માસ્તરે કહ્યું:-હીરાલાલ, શંકરપ્રસાદ કહે છે કે આપણા દેશ ઉપર આપણે પ્રેમ રાખવો જોઈએ, એ વાત સાચી છે કે ખોટી? તમને શું લાગે છે?

હીરાલાલે કહ્યું:-સાહેબ, એ સાચી વાત છે.

માસ્તરે કહ્યું:-એનું કારણ શું? શા માટે આપણે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઈએ?

હીરાલાલે કહ્યું:-આપણા દેશમાં આપણો જન્મ થયો છે, માટે આપણે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઈએ.

માસ્તરે કહ્યું:-આપણા દેશ ઉપર પ્રેમ રાખવાનું એ વિના બીજું કાંઈ કારણ તમે જાણો છો?

એ સાંભળીને હીરાલાલ વિચારમાં પડયો, એટલે માસ્તરે ત્રીજા નંબરના છોકરા સામે જોયું, તેથી તેણે કહ્યું:-

આપણા દેશમાંથી આપણને ખાવા-પીવાનું મળે છે, આપણા દેશમાંથી આપણને લૂગડાં-લત્તાં મળે છે, અને આપણા દેશનાં હવા-પાણીથી આપણે જીવીએ છીએ, માટે આપણે

આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

એ પછી ચોથા નંબરના છોકરાએ કહ્યું:-આપણા મરી ગએલા બાપદાદાઓનાં ભલાં કામોની યાદગીરીઓનાં ઠેકાણાં આપણા દેશમાં છે, આપણા દેશવડે આપણે સુખી છીએ, આપણા દેશને લીધે આપણી આબરૂ છે, અને આપણે જ્યારે મરી જઇશું ત્યારે આપણા દેહને છેવટની જગ્યા પણ આપણા દેશમાંજ મળશે; એટલુંજ નહિ પણ આપણા સગાં-વહાલાં તથા આપણાં છોકરાંઓ અને તેની પ્રજાનું સુખ પણ આપણા દેશની આબાદીમાંજ રહેલું છે; માટે આપણે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

એ સાંભળીને ખુશી થઇને માસ્તરે કહ્યું:-શાબાશ ! લલ્લુભાઇ, આ બધી વાતો તમે કયાંથી શીખ્યા? કારણ કે તમે જે ચોપડીઓ ભણો છો તેમાં તો એ બધી વાતો આવી ખુલ્લે-ખુલ્લી નથી.

લલ્લુભાઇએ કહ્યું:—મ્હારા કાકા બી. એ. માં છે, તેની સાથે દરરોજ સાંજે હું ફરવા જાઉં છું, ત્યાં તેઓ અર્ધો કલાક મને આવી વાતો સમજાવે છે.

માસ્તરે કહ્યું:—વાહ વાહ ! બહુ ખુશીની વાત. જ્યારે એવી રીતે ઘરમાંથી કેળવણી શરૂ થશે ત્યારેજ આપણા દેશનું ભલું થશે. એકલી નિશાળની ચોપડીઓ ભણવાથી કાંઇ નહિ વળે.

**આપણા દેશ ઉપર આપણા બાપદાદાઓનો ભક્તિભાવ.**

માસ્તરે કહ્યું:—આપણા દેશ ઉપર પ્રેમ રાખવાનાં એ સિવાય બીજાં કાંઇ કારણો તમે જાણો છો?

શંકરપ્રસાદે કહ્યું:—નહિ સાહેબ, એથી વધારે અમે કાંઇ

જાણતા નથી.

માસ્તરે કહ્યું:—લોકો જ્યારે પોતાના દેશ ઉપર પ્રેમ રાખતાં શીખે ત્યારેજ દેશ આબાદ થઇ શકે છે. જેમકે અસલના વખતમાં આપણા પવિત્ર દેશ માટે આપણા બાપદાદાઓને બહુ માન હતું, તેથી તેઓ ઈશ્વર પાસે એવી પ્રાર્થના કરતા કે, "હે પ્રભુ ! અમને આ ભારતખંડમાં જન્મ આપજો." જ્યારે તેઓને પોતાના દેશ ઉપર એટલો બધો પ્રેમ હતો અને જ્યારે તેઓ પોતાના દેશ સારૂ પોતાનો સ્વાર્થ છોડી દેતા, પોતાનાં સુખ છોડી દેતા અને જરૂર પડે તો દેશને અર્થે પોતાનાં માથાં પણ આપતા હતા, ત્યારેજ આપણો દેશ આખી પૃથ્વીમાં સૌથી વધારે આબાદ હતો, ત્યારેજ આપણા લોકો બહુ સુખી હતા, ત્યારેજ આપણા લોકોનાં રાજ્ય હતાં, ત્યારેજ આપણા લોકો બીજા લોકોને જીતી શકતા હતા, અને ત્યારેજ—સ્વદેશપ્રેમને લીધેજ આખા જગતમાં આપણી કીર્ત્તિ હતી. આપણે પણ આપણા ઋષિ-મુનિઓની પેઠે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

અસલના વખતમાં આપણા બાપદાદાઓના મનમાં પોતાના દેશને માટે એટલી બધી લાગણી હતી કે એનો આજે આપણને ખ્યાલ પણ આવી શકે નહિ. મહારાણા પ્રતાપસિંહ, ગુરુગોવિંદસિંહ અને મહારાજા શિવાજીએ સ્વદેશપ્રેમને માટે એટલા બધા મોટા ભોગો આપેલા છે, અને એટલાં બધાં ભયંકર જોખમો ખેડેલાં છે કે એ વાતો જ્યારે વાંચીએ કે સાંભળીએ ત્યારે આપણાં રુંવાડાં ઉભાં થઈ જાય છે. પણ એ બધું તમે હમણાં બરોબર રીતે સમજી શકો નહિ, જ્યારે

મોટા થશો ત્યારે ઉપલાં ધોરણોમાં એ બધા ઇતિહાસો આવશે. હાલમાં તો માત્ર એટલુંજ યાદ રાખજો કે આપણા બાપદાદાઓ આપણા દેશ ઉપર બહુજ પ્રેમ રાખતા હતા, તેથીજ આપણો દેશ આબાદ હતો, અને દેશની આબાદીને લીધેજ લોકો સુખી હતા.

## પોતાના દેશ ઉપર પ્રેમ રાખે તે લોકોજ સુખી હોય છે.

એટલુંજ નહિ પણ હાલમાં પણ જે લોકો પોતાના દેશ ઉપર પ્રેમ રાખે છે તેજ લોકો સુખી છે; અને તેજ દેશો આખી દુનિયામાં સૌથી વધારે હુન્નર–કળાવાળા છે. જેમકે ઇંગ્લાંડ, અમેરિકા, જર્મની, જાપાન, ફ્રાન્સ અને આસ્ટ્રેલિયા વગેરે જે દેશના લોકો પોતાના દેશ માટે બહુજ માન ધરાવે છે, બહુજ પ્રેમ રાખે છે, અને દેશને અર્થે પોતાના સ્વાર્થનો ભોગ આપે છે, તે લોકો દુનિયામાં સૌથી વધારે સુખી છે, સ્વદેશપ્રેમમાં ઇશ્વર રાજી છે, અને સ્વદેશપ્રેમીઓને તે બહુ મોટાં ફળો આપે છે, માટે આપણે પણ આપણા દેશ ઉપર બહુજ પ્રેમ રાખવો જોઇએ, અને આપણા દેશનું ભલું થાય તેમ કરવું જોઇએ.

આજે વખત થઇ ગયો છે, માટે આ બાબતના વધારે ખુલાસા હું તમને સોમવારે સમજાવીશ; એમ કહીને માસ્તરે વિદ્યાર્થીઓને રજા આપી.

# પાઠ ૧૨ મો—સ્વદેશપ્રેમ વિષે

## ભાગ ૨ જો.



**સ્વદેશ ઉપર પ્રેમ રાખવા માટે શું કરવું જોઇએ?**

ઉપલો પાઠ સાંભળીને ડાહ્યાભાઈની દાદીએ કહ્યું:—આ તો બહુ સારી વાત, પોતાના દેશ ઉપર હેત રાખવું જોઇએ એમાં કોઇથી ના પાડી શકાય નહિ; પણ આપણા દેશ ઉપર પ્રેમ રાખવા માટે આપણે શું કરવું? એ તો કાંઈ હું સમજી નહિ. દેશ ઉપર પ્રેમ રાખો, દેશ ઉપર પ્રેમ રાખો, એમ મોઢેથી કહ્યા કરીએ તેમાં શું વળે? કેવી રીતે દેશ ઉપર પ્રેમ રાખવો એ પણ બતાવવું જોઇએ.

એ સાંભળીને ડાહ્યાભાઈએ કહ્યું:—માજી, એ પણ આમાં બતાવેલું છે. હવે પછીના પાઠમાં એજ વાત આવશે; તમારી મરજી હોય તો વાંચું.

માજીએ કહ્યું:—ત્હારી બાને, મટુબાઈને, ગંગાબાઇને તથા નવી વહુને બધાંને બોલાવીએ પછી વાંચ. આવી ભલી વાતો તો એ બધાંય સાંભળે તો સારૂં. આપણે એકલાં સાંભળીએ તેમાં શું વળે? દીકરા, બધાંયને સંભળાવીએ તો બહુ ધરમ થાય, માટે જરા સબુર કર, હું એ બધાંયને બોલાવું છું.

એ પછી દાદીના બોલાવવાથી પોતાના ઘરમાંથી તથા આડોશ—પાડોશમાંથી પા કલાકમાં સૌ આવી ગયાં. તેઓની આગળ ડાહ્યાભાઈ એ પાઠ વાંચવા લાગ્યા.

પોતાના દેશના કોઈ માણસને દુ:ખી જોઈને પોતાના

અંતઃકરણમાંથી બહુજ દુઃખી થવું, અને તેનું દુઃખ મટાડવા માટે પોતાથી બની શકે એવા ઉપાય કરવા તેનું નામ સ્વદેશપ્રેમ છે.

દેશની આબાદીનો અને લોકોના સુખનો આધાર વિદ્યા ઉપર છે, માટે પોતાના દેશમાં જેમ બને તેમ વિદ્યા વધારવી, અને કોઇ પણ માણસ ભણ્યા વિનાનું રહે નહિ એવા ઉપાયો કરવા તેનું નામ સ્વદેશપ્રેમ છે.

પોતાના દેશની દોલત વધે અને પોતાના દેશમાં કોઈ પણ માણસ ભિખારી રહે નહિ, એવા ઉપાયો કરવા અને એવાં ભલાં કામોમાંજ જીંદગી ગાળવી, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

રાજ્યના કોઈ પણ અમલદારો તરફથી કે રાજ્યના કોઈ પણ કાયદાથી, આપણા દેશના કોઈ પણ માણસને જરા પણ નુકશાન થાય નહિ, એવા કાયદેસર ઉપાયો કરવા, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા અસલના ઇશ્વરીધર્મમાં પાછળથી જે ગોટાળા થયા હોય અને તેમાં જે વ્હેમો ઘુસી ગયા હોય, તે વ્હેમોને કાઢી નાખી, આપણો પવિત્ર ધર્મ જગતમાં સૌથી સારો છે, એમ સૌ લોકોની ખાત્રી થાય તેવા ઉપાયો કરવા, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા દેશમાં હુન્નર-કળા વધે, ધંધા-રોજગાર વધે, નવી નવી જાતની શોધો થાય, નવી નવી ખાણો નીકળે અને આપણને જોઇતી ચીજો માટે આપણે પરદેશને આધારે રહેવું પડે નહિ, પણ બધી ચીજો આપણા દેશમાંજ બની શકે એવા ઉપાયો કરવા, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા દેશની સ્ત્રીઓમાં કેળવણી વધે, તેઓના હૈયામાં

હેત વધે, તેઓ વ્હેમોની જાળમાંથી છુટે, તેઓ આપણા સુધારા વધારામાં આપણને મદદ કરી શકે, તેઓને બિમારોની સારવાર કરતાં આવડે, તેઓને સારામાં સારી રસોઇ બનાવતાં આવડે, તેઓમાં હાલના વખતમાં જોઇએ તેવું છુટાપણું વધે, તેઓમાં પોતાના કુટુંબ ઉપરનું હેત વધે, તેઓને સારામાં સારી રીતે પોતાનાં છોકરાંઓ કેળવતાં આવડે અને આપણા ઉંચી જાતના આચાર–વિચારમાં તથા આપણા દેશને મદદ કરવાનાં ભલાં કામમાં તેઓ ભાગ લઈ શકે, એવા તેઓને માટેના યત્નો કરવા, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા દેશમાં કોઈ પણ માણસ આળસુ રહે નહિ, કોઇ પણ માણસ ધંધા–રોજગાર વિનાનો રહે નહિ, કોઇ પણ માણસ ભૂખ્યો મરી જાય નહિ, કોઈ પણ માણસની ઈશ્વરે આપેલી મોટી શક્તિઓ દબાઇ જાય નહિ, કોઇ પણ માણસને આગળ વધવા માટે કોઇ પણ જાતની વાજબી મદદ જોઈતી હોય તો જરૂરને વખતે તેને તેવી મદદ મળી શકે, અને ધર્મની બાબતમાં, પ્રજાના હકની બાબતમાં, નીતિની બાબતમાં તથા ઘરસંસારની બાબતમાં, માણસો પોતાની સ્વતંત્રતા જાળવી શકે, તથા રાજકારભારમાં પોતાનો મત આપી શકે એવા ઉપાયો કરવા, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

ખેતીવાડી કરવામાં આપણા દેશનાં હવા–પાણી બહુ સારાં છે, અને આપણા દેશનો મોટો આધાર ખેતીવાડી ઉપર છે, માટે આપણા દેશના ખેડુતોની સ્થિતિ સુધરે, આપણા દેશમાં નવી નવી જાતનાં ફળ–ફુલો ઉત્પન્ન કરી શકાય, આપણા દેશમાં ખૂબ અનાજ ઉત્પન્ન કરી શકાય અને કોઈ વરસ કદી વરસાદ

ન પડે તોપણ લોકોને મોંઘવારીનાં તથા દુકાળનાં દુઃખ ભોગવવાં પડે નહિ, એવા ઉપાયો કરવા, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા દેશની જમીનમાં અને પહાડોમાં ઈશ્વરે ઘણી જાતનો અખૂટ ખજાનો ભરી મૂકેલો છે. જેમકે સોનું, રૂપું, લોઢું, કોલસા, કેરોસીન, પથ્થર, જૂદી જૂદી જાતની માટી અને હીરા, માણેક વગેરે સેંકડો જાતની ખાણો ભરી મૂકેલી છે; તથા ગંગા, યમુના, સિંધુ, નર્મદા વગેરે મોટી મોટી નદીઓમાં જેટલું જોઈએ એટલું પાણી ભરી મૂકેલું છે. એ બધાંનો ઉપયોગ કરીને ધંધા-રોજગાર વધારવાના, ગરીબોને રોજી અપાવવાના અને દેશની દોલત વધારવાના ઉપાયો કરવા, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

## હમ્મેશાં એવાજ વિચાર કરો કે મ્હારે મ્હારા બંધુઓને કાંઇક પણ મદદ કરવી જોઇએ.

ટુંકામાં એજ કે આપણા દેશના દરેક માણસોએ હમ્મેશાં એવોજ વિચાર કરવો જોઈએ કે હું મ્હારા દેશનું અને મ્હારા ભાઇ-બ્હેનોનું કેવી રીતે ભલું કરી શકું ? માત્ર આમ વિચાર કરીનેજ અટકવું નહિ, પણ જેનાથી જે કામ કરી શકાય કે જે મદદ કરી શકાય, તે કર્યા વિના રહેવું નહિ. જેમકે દેશનાં ભલાં માટે ધનવાળાઓએ પોતાના ધનની મદદ આપવી વિદ્વાનોએ પોતાની બુદ્ધિની મદદ આપવી, કારીગરોએ પોતાની કારીગીરીની મદદ આપવી, ગરીબોએ પોતાની જાતમહેનતની મદદ આપવી, સ્ત્રીઓએ પોતાની ભલી લાગણીઓની મદદ આપવી અને બાળકોએ આવી જાતના સ્વદેશપ્રેમના વિચારો જલદી શીખી લેવા, એનું નામ સ્વદેશપ્રેમ છે.

આવી રીતે આપણે આપણા દેશને આબાદ કરવા માટે જેનાથી જે બની શકે તે ભલું કામ કરીએ તો થોડાં વરસોમાં આપણો દેશ આબાદ થઈ જાય અને આપણે સૌ બહુ સુખી થઈ શકીએ; માટે આપણે આપણા દેશનું ભલું થાય તેમ કરવું જોઇએ. આપણા દેશનું ભલું કરવા માટે પોતાના સ્વાર્થનો ભોગ આપીને જે સદ્‌ગૃહસ્થો જીગરની લાગણીથી દેશસેવા કરતા હોય તેઓને માન આપવું, તેઓની ઉપર પ્રેમ રાખવો અને તેઓને આપણાથી બની શકે તે મદદ કરવી, તેનું નામ સ્વદેશપ્રેમ છે. જો કદી કાંઇ પણ મદદ કરવાનું ન બની શકે તો તેઓના વિચારો સાંભળવા, સમજવા અને તેને ટેકો આપવો એનું નામ પણ સ્વદેશપ્રેમ છે.

ઓ મ્હારા વહાલા બાળકો ! હજી તમે બાળક છો, માટે હમણાં તમારાથી આમાંનું કાંઇ પણ ન બની શકે તો ફિકર નહિ, પણ આ વાતો સમજવાની અને યાદ રાખવાની મહેનત કરશો તો જ્યારે મોટા થશો ત્યારે એથી તમને બહુ ફાયદો થશે; માટે જરૂર આ બાબત વારે વારે વાંચજો, યાદ રાખજો અને તમારા બીજા ભાઇબંધો પાસે તે વંચાવજો.

## આપણે બીજું તો કાંઈ નથી કરતાં પણ આટલું તો કરો !

આ પાઠ સાંભળીને ડાહ્યાભાઈની દાદીએ કહ્યું:—ઓહો ! આ તો બહુજ મજેનો પાઠ. આવી વાતો તો સૌએ જાણવી જોઇએ. હું તો જાણું છોકરાંઓની ચોપડીઓમાં ઉંદરની, બિલાડીનાં બચ્ચાંની, વાંદરાંની, કૂતરાંની કે ચકલા ચકલીનીજ વાતો હશે, પણ આ તો બહુ જ સારી વાતો ! દીકરા, આવું

આવું તો મને રોજ સંભળાવજે હો. કમળા બ્હેન, આ છોકરા-ઓએ આપણને આવી ડહાપણની વાતો સંભળાવી માટે તેઓનું મીઠું મ્હોડું તો કરાવો. જુઓ, આજે આપણા શેઠના ભટ્ટ પાસેથી નવીવહુ દુધીનો હલવો બનાવતાં શીખ્યાં છે. સીંકા ઉપરથી તે હલવાનો ડબો લઈ આવો અને તેમાંથી થોડો થોડો હલવો આ સૌ છોકરાંને આપો. આપણે બીજું તો કાંઇ નથી કરતાં, પણ એટલું તો કરો ! શરૂઆત તો એમ ધીરે ધીરેજ થાય. કેમ, મોતીલાલ માસ્તર !

ત્યારે દાહ્યાભાઇને તેને ઘેરે શીખવવા આવનાર મોતીલાલ માસ્તરે કહ્યું:–હાજી, એ બરોબર છે. તમે કોઈ દિવસ છોકરાં-ઓના પાઠો સાંભળવાની દરકાર રાખતા નથી, તેને બદલે એ પાઠ તમે સાંભળ્યા એ ખુશીની વાત, એ પાઠ તમને ગમ્યા એ વધારે ખુશીની વાત, છોકરાંઓ ઉપર તમને હેત આવ્યું અને એનાં મીઠાં મ્હોડાં કરાવી તેઓને ઉત્તેજન આપ્યું એ વળી એ કરતાં પણ વધારે ખુશીની વાત, સ્વશદેપ્રેમની આ વાતો સાંભળવા માટે વહુ–દીકરીઓને તથા આડોશી–પાડોશી-ઓને તમે બોલાવ્યાં એ વળી એ કરતાં પણ વધારે ખુશીની વાત, અને આજની પેઠે રોજ રોજ છોકરાંઓના પાઠો સાંભ-ળવાની તમે ઇચ્છા બતાવી એ વળી એ કરતાં પણ વધારે ખુશીની વાત છે; કારણકે એ બધી બાબતો સ્વદેશપ્રેમનીજ છે.

મોતીલાલ માસ્તરની આ વાત સાંભળીને ત્યાં બેઠેલી સૌ બાઇઓને બહુ આનંદ થયો અને જ્યારે બને ત્યારે આવી બાબતોમાં ઉત્તેજન આપવાનું તેઓને મન થયું. એ પછી હલવો ખાઇને છોકરાઓ ત્યાંથી રમવા માટે મેદાન તરફ ગયા.

## પાઠ ૧૩ મો—પંડિતજીનું ભાષણ.

### ઓય મુરખો ! લાડુ સારૂ કરીને દેશના કલ્યાણની સભામાં ન ગયો ?

એ પછી બીજે દિવસે નિશાળેથી છોકરાઓને આવવાનો વખત થયો ત્યારે ડાહ્યાભાઈની દાદી પોતાના ઘરના આગલા ચોકમાં બાઇડીઓની સભા ભરીને બેઠાં હતાં. એ સભામાં ગઈ કાલના કરતાં આજે વધારે બાઇડીઓ હતી, કારણકે કાલના પાઠમાં સૌને મજા પડી હતી, તેથી આજે તેઓ પોતાની બીજી બ્હેનપણીઓને પણ પોતાની સાથે તેડી લાવી હતી, અને હવેના છોકરાઓ કેવું સારૂં શીખે છે તેની વાતો કરતી હતી. એટલામાં ડાહ્યાભાઈની સાથે છોકરાઓનું ટોળું આવી પહોંચ્યું. તેમની સાથે મોતીલાલ માસ્તર પણ આજે રોજના કરતાં વહેલા આવ્યા હતા.

એ પછી ચોપડીઓનું દફતર ઠેકાણે મૂકી ટોપી તથા બૂટ ઉતારીને ડાહ્યાભાઇએ પાણી પીધું, અને બીજા જે છોકરાઓને પાણી પીવું હતું તેઓને પાયું, ત્યારબાદ જરા શાંત થઇને ડાહ્યાભાઈ પાઠ વાંચવા લાગ્યા.

### આ સ્વદેશી પેન જોઈ કે ?

પોતાના હાથમાંથી પેન ઉંચી કરીને શંકરે કહ્યું:- હરિભાઇ, આ સ્વદેશી પેન જોઈ કે ?

હરિભાઈએ ખુશી થઇને કહ્યું:-લાવ લાવ, જોઉં તો ખરો. એમ કહીને ઝડપથી શંકરના હાથમાંથી પેન લઈ લીધી,

અને બોલી ઉઠયો કે ઓહો ! ઘણી મજેની ! આ સ્વદેશી પેન ક્યાંથી લીધી ?

શંકરે કહ્યું:-મ્હારા બાપાએ મને અપાવી.

હરિભાઇએ કહ્યું:-હું પણ હવે સ્વદેશી પેન લઇશ.

પટેલે કહ્યું:-હું પણ સ્વદેશી પેન લઈશ.

રમણભાઇએ કહ્યું:-મ્હારે માટે પણ મ્હારા બાપુએ સ્વદેશી કપડાંનો ડગલો શીવડાવ્યો છે.

એ સાંભળીને ત્રવાડીએ કહ્યું:-તમે બધા સ્વદેશી, સ્વદેશી, કરી રહ્યા છો, પરન્તુ સ્વદેશી વસ્તુમાં શું આવી પડયું છે અને પરદેશી વસ્તુમાં શું ખરાબી છે ? એ તો કહો.

મોદીએ કહ્યું:-પરમ દહાડે સ્વદેશી સભામાં તું હતો કે નહિ ?

ત્રવાડીએ કહ્યું:-અમારા જજમાનનો માસીસો હતો, તેથી મ્હારા દાદા સાથે ત્યાં જમવા જવું પડયું, એટલે હું એ સભામાં આવી શકયો નહોતો.

મોદીએ કહ્યું:-ઓય મુરખો, લાડુ સારૂ કરીને દેશના કલ્યાણની સભામાં ન ગયો ? એ તો બહુજ ખરાબ. એવાં ભાષણો કાંઇ રોજ રોજ સાંભળવા મળે છે કે ? વિલાયત અને અમેરિકામાં તો મોટી મોટી ફ્રી આપીને પણ લોકો ભાષણો સાંભળવા જાય છે, એ ખબર છે કે નહિ ? અને અહિં મુફ્ત સાભળવાનું મળે તોપણ ન જવું ? દહાડા ખાવામાં અને માસીસા ખાવામાં તે તું કયાં સુધી પડયો રહીશ ? હવે છઠ્ઠી ચોપડી ભણે છે એનું ફળ શું ? એનો જરા વિચાર તો કર.

ત્રવાડીએ કહ્યું:-શું કરૂં, ભાઈ સાહેબ, મ્હારા દાદા પાસે કાંઇ મ્હારૂં ચાલે ? મેં સાંભળ્યું હતું કે ભાષણ કરવાવાળા

પંડિતજી બહુ હુશિયાર છે, માટે મ્હારે તો એ સભામાં આવવુંજ હતું; પણ મ્હારા દાદા મને ધમકાવીને પરાણે પોતાની સાથે જમવા તેડી ગયા એટલે લાચાર. મેં તેમને કહ્યું કે, આજે સભા છે ત્યાં મ્હારે જવું છે, માટે હું જમવા નહિ આવું. પણ એ જૂના વિચારના માણસ કાંઈ ભાષણની ખુબી સમજે? ઉલટા મ્હારી મશ્કરી કરવા લાગ્યા ને કહેવા લાગ્યા કે "વાતો સાંભળવામાં શું વળે? જમવા આવીશ તો પેટમાં પાશેર ઘી જશે." જ્યાં આવી જાતની ગણત્રી થતી હોય ત્યાં મ્હારો શું વાંક?

એ સાંભળીને પટેલે કહ્યું:—એ તો બધું ઠીક, આપણા લોકોના એવાજ હાલ છે એમાં કાંઈ નવાઇ નથી. એ દિવસે અમારી નાતમાં પણ કોઈક મરી ગયાના બહારગામથી ખબર આવ્યા હતા, તેથી મ્હારી મા ત્યાં રોવા ગઈ અને મ્હારી નાની બ્હેનને સાચવવા મને ઘરમાં રાખી ગઇ, તેથી હું પણ એ સભામાં જઈ શકયો નહતો; માટે હવે એ ભાષણની વાત તો કરો.

## સ્વદેશી વસ્તુઓ વિષે પંડિતજીનું ભાષણ.

શંકરે કહ્યું:—પંડિતજીનું ભાષણ બહુ જાણવાજોગ હતું. તેમાં તેઓએ એમ કહ્યું હતું કે,

"જો સ્વદેશી વસ્તુઓ વાપરીએ તો આપણા દેશનું ધન આપણા દેશમાંજ રહે, તેથી આપણા લોકોને બહુજ ફાયદો થાય, અને આપણો દેશ આબાદ થાય; પણ એને બદલે જો આપણે પરદેશી વસ્તુઓ વાપરીએ તો આપણા દેશનું ધન પરદેશમાં ચાલ્યું જાય, તેથી આપણે ગરીબ થઇ જઇએ, અને

આપણા બીજા ઘણા ભાઈબંધોને ધંધા-રોજગાર વિના રખડવું પડે તથા ભૂખે મરવું પડે. એમ ન થાય માટે આપણે આપણા દેશની વસ્તુઓ વાપરવી જોઈએ."

એટલું કહીને શંકર ચૂપ રહ્યો. ત્યારે નારાયણે કહ્યું:-

## પરદેશી વસ્તુઓ વાપરવાથી આપણું ધન પરદેશમાં જતું રહે છે.

"પંડિતજીએ બીજો દાખલો એ આપ્યો કે મુંબઇમાં આશરે દશ લાખ માણસની વસ્તી છે, એ દરેક માણસ એક વરસમાં ફક્ત દશ દશ રૂપિયાનીજ પરદેશી વસ્તુઓ વાપરે તોપણ આપણા દેશમાંથી એક કરોડ રૂપિયા પરદેશમાં ચાલ્યા જાય, અને એ પ્રમાણે વરસો વરસ આપણા દેશમાંથી એટલું બધું નાણું ચાલ્યું જાય તો પછી આપણે ગરીબ થઈ જઈએ તેમાં શું નવાઈ? પણ જો આપણા દેશનીજ વસ્તુઓ આપણે વાપરીએ અને બનતાં સુધી પરદેશની વસ્તુઓ ન વાપરીએ તો એ બધા રૂપિયા આપણા દેશમાંજ રહે. હવે વિચાર કરો કે એ એક કરોડ રૂપિયામાંથી કેટલા બધા નવા નવા ધંધા-રોજગાર કરી શકાય? કેટલાં બધાં કારખાનાં કાઢી શકાય? કેટલાં બધાં લોકોનું એમાંથી ગુજરાન ચાલી શકે? અને એથી આપણા લોકો કેવા સુખી થાય તથા આપણો દેશ કેટલો બધો આબાદ થાય?"

"જેમ મુંબઇનો દાખલો આપ્યો તેમ આખા દેશને માટે સમજવાનું છે. આખા દેશમાં ત્રીશ કરોડ માણસની વસ્તી છે, અને તે બધા માણસો પોતપોતાની શકિત પ્રમાણે ને પોતપોતાની જરૂરિયાત પ્રમાણે પરદેશી વસ્તુઓ વાપરે છે, તેથી

આપણા દેશનું ધન પરદેશમાં જતું રહે છે, અને આપણે ગરીબ થઇ જઇએ છીએ. ગરીબાઇને લીધે આપણે નવી શોધો કે મોટા વેપાર–ધંધા કરી શકતા નથી, તેથી દુનિયાના બીજા સુધરેલા લોકોની આગળ આપણને નીચા પડવું પડે છે, અને એ લોકો પોતાના સ્વાર્થ સારૂ જેમ આપણને કચરે તેમ કચરાવું પડે છે. એવું ન થાય માટે આપણે આપણા દેશની ચીજો વાપરવી જોઇએ. અને આપણા દેશી ભાઇઓને મદદ કરવી જોઇએ. ”

## કેટલીક જાતની પરદેશી વસ્તુઓ વાપરવાથી આપણા ધર્મને નુકસાન થાય છે.

ત્રવાડીએ કહ્યું:–ઓહો ! આ તો બહુ ખુબીની વાત ! આવી બાબતો તો આપણે જરૂર જાણવી જોઇએ. હવે મને લાગે છે કે હું ભાષણ સાંભળવા ન આવી શકયો એ બહુ ખોટું થયું. તમે આવી મજેની વાતો સાંભળી અને હું રહી ગયો !

હરિભાઈએ કહ્યું:–તું તો આટલામાંજ રાજી થઈ ગયો, પણ હજી તો ઘણુંએ જાણવા જેવું છે. એ પછી પંડિતજીએ એમ કહ્યું કે,

“ પરદેશી ચીજો વાપરવાથી આપણો ધર્મ ડૂબે છે, કારણ કે જે ચીજો આપણે ખાતા નથી, જે વસ્તુને આપણે અડતા નથી અને જે વસ્તુ વાપરવામાં આપણે પાપ સમજીએ છીએ તેવી ચીજો પણ પરદેશની વસ્તુઓમાં હોય છે. પરદેશના લોકોનો અને આપણો ધર્મ જૂદો જૂદો છે, એટલે આપણને જે વસ્તુઓની છીટ છે તે વસ્તુઓની કાંઈ એ લોકોને છીટ

નથી, તેથી પરદેશની ઘણી ખરી વસ્તુઓમાં આભડછેટવાળી ચીજો હોય છે; માટે આપણા ધર્મને ખાતર પણ આપણે પરદેશી વસ્તુઓ વાપરવી નહિ, એવો આપણે ઠરાવ કરવો જોઈએ."

## પરદેશની હવામાં અને આપણા દેશની હવામાં બહુ ફેર છે, માટે પરદેશી દવા કે પરદેશી ખોરાક આપણી તબિયતને માફક આવે નહિ.

એ પછી રઘુનાથે કહ્યું:—

પંડિતજી એમ કહેતા હતા કે,

"આપણા દેશનાં હવા–પાણી જુદી જાતનાં છે, અને પરદેશનાં હવા–પાણી જૂદી જાતનાં છે; આપણો દેશ ગરમ છે અને યૂરોપનો મુલક ઠંડો છે; તેમજ આપણું ખાવું–પીવું જૂદી જાતનું છે, અને પરદેશીઓનું ખાવું–પીવું જૂદી જાતનું છે; માટે કુદરતી રીતેજ આપણા દેશની દવાઓ તથા આપણા દેશની ખાવાપીવાની વસ્તુઓથી જેવો આપણને ફાયદો થાય તેવો પરદેશની દવાથી અને પરદેશની ખાવા–પીવાની વસ્તુ-ઓથી આપણને ફાયદો થાય નહિ, કારણ કે હવા–પાણી બદલાઈ ગયાં, માટે પરદેશથી આવેલી ખાવા–પીવાની વસ્તુઓ તથા પરદેશથી આવેલી દવાઓ આપણે ન વાપરવી જોઈએ."

એમ કહીને રઘુનાથ ચૂપ રહ્યો. ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું:—

## દેશી અને પરદેશી વસ્તુઓની સરખામણી.

"દેશી વસ્તુઓ ટકાઉ હોય છે, અને પરદેશી વસ્તુઓ તકલાદી હોય છે. દેશી વસ્તુઓ સસ્તી હોય છે, અને પરદેશી વસ્તુઓ મોંઘી હોય છે. દેશી વસ્તુઓ કદી બગડે તો તે સુધારવાનાં આપણી પાસે સાધનો હોય છે, પણ પરદેશી

વસ્તુઓ બગડે તો એ સુધારવાનું સાધન ઘડીકમાં મળે નહિ. દેશી વસ્તુઓમાં કાંઈ દગો-ફટકો હોય તો એ વાતની આપણને તુરતજ ખબર પડે છે, પણ પરદેશી વસ્તુઓની બનાવટ એવી છે કે એમાં જે દગા-ફટકા હોય તેની આપણને ઘડીકમાં ખબર પડતી નથી. દેશી વસ્તુઓ આપણા રીત રિવાજોને અને આપણા શરીરને માફક આવે એવી હોય છે, પણ પરદેશી વસ્તુઓ આપણા રીત રિવાજોને તથા આપણા શરીરને જેવી જોઈએ તેવી માફક આવી શકતી નથી. ”

## આપણે સ્વદેશી વસ્તુઓ વાપરવી જોઇએ.

“ દેશી વસ્તુઓમાં કાંઈ ફેરફાર હોય તો એ વસ્તુઓ પાછી બદલી શકાય છે, પણ પરદેશી વસ્તુઓમાં એમ થઈ શકતું નથી. જેમકે, તમે તમારા ગામના દૂધવાળા પાસેથી દૂધ લીધું હોય અને એ દૂધ જો ખરાબ હોય તો તમે તેને ઠપકો આપી શકો, તેમજ એ તમારી શરમમાં દબાય, તેથી બીજી વખત તમને ખરાબ દૂધ આપે નહિ, પણ તમે કોઈ મોટી પરદેશી શૉપમાંથી વિલાયતી દૂધનો ડબો લીધો હોય અને એ ડબામાંથી દૂધ ખરાબ નીકળે તો તમે કોને ઠપકો આપશો ? અને તમારી વાત કોણ સાંભળશે ? કદી તમે ફરીથી એ દુકાનેથી માલ ન લો, પણ એટલા પૈસા નકામા પરદેશમાં ગયા તેનું શું ? એ પૈસા કાંઈ પાછા તમારી પાસે આવશે ? ”

“ હવે બીજો દાખલો સાંભળો: તમે આપણા દેશના મોચી પાસે જોડા શીવડાવ્યા હોય અને એ જોડા જો સારા ન હોય અથવા ઘણો વખત સુધી ન ચાલે તો તમે તેને ઠપકો આપી શકો, તેમજ તમારી શરમમાં તેને દબાવું પડે; પણ તમે મોંઘી

કિંમતનાં જર્મનીનાં કે રૂશિયન લેધરનાં વિલાયતી બૂટ લીધાં હોય. અને એ બૂટનું ચામડું ખરાબ હોય તેથી તે મહિનાં પંદર દિવસમાં ફાટી જાય તો તમે કોને ઠપકો આપવા જશો? અને જર્મનીમાં પડેલો મોચી તમારી ફરિયાદ સાંભળવા ક્યાં આવશે? એ તો જરા વિચારો."

"વળી ધારો કે તમે વિલાયતી મુરબ્બાનો પેકબંધ ડબો લીધો, પણ એ મુરબ્બો સડેલો નીકળે તો તમે શું કરી શકો? કહો કે કાંઈજ નહિ; કારણ કે એ નાની બાબત સારૂ કરીને તમે વિલાયત સુધી લડવા ક્યાં જાઓ? એ કાંઈ બને નહિ, તેથી મનમાં બળ્યા કરો અને માથું ખંજવાળીને મુંગા મુંગા બેસી રહો; પણ કોઇ ઓળખાણવાળી દુકાનેથી જો તમે દેશી બનાવટનો મુરબ્બો લીધો હોય અને એમાંથી જો જીવડા નીકળે તો તમે એ મુરબ્બાવાળાનો કાન પકડી શકો, અને સૌ લોકોના દેખતાં તેને બેઆબરૂ કરી શકો, તેથી તે તમને ખરાબ માલ આપી શકે નહિ. વળી એવી નાની બાબતો સારૂ કરીને હજારો ગાઉ દૂર પડેલા પરદેશીઓને આપણે શું કરી શકીએ? કાંઈજ નહિ. આપણે આપણા દેશની વસ્તુઓ લેવી જોઈએ, કારણ કે એમાં આંખની શરમ કામ લાગે છે, વળી ઠપકો આપી શકાય છે, અને કોઈ કોઈ વખત લીધેલી વસ્તુઓ પાછી બદલી પણ શકાય છે, પણ પરદેશી માલ લીધો હોય તેમાં કાંઈ એવું થઇ શકતું નથી, માટે આપણે સૌએ સ્વદેશી વસ્તુઓજ વાપરવી જોઇએ."

# પાઠ ૧૪ મો—સ્વદેશી વસ્તુઓ વિષે.

## ભાગ ૧ લો.

---

### પંડિતજીનું બીજું ભાષણ

આગલા પાઠમાં કહેલી વાતો સાંભળીને મનમોહનદાસે કહ્યું કે, પંડિતજીની એ વાત સાચી, પણ જે વસ્તુઓની આપણને જરૂર હોય તે વસ્તુઓ આપણા દેશમાં ન બનતી હોય તો આપણે શું કરવું ? જેમકે, આ ગરમીના દહાડામાં મ્હારા બાપાને મલમલનાં પેરણ જોઈએ છે, પણ એવું ઝીણું સૂતર આપણા દેશમાં થતું નથી, એટલે બારિક કુમાસની સ્વદેશી મલમલ મળતી નથી, તેથી અમારે પરદેશી મલમલ વાપરવી પડે છે. હમણાં મ્હારા કાકાનાં લગ્ન થવાનાં છે, તેથી અમારા ઘરમાં રંગ લગાડવાનું કામ ચાલે છે, પણ મ્હારા બાપા કહે છે કે અમને જેવા જોઈએ તેવા સ્વદેશી વારનીશ અને સ્વદેશી રંગ મળાતા નથી, તેથી પરદેશી વારનીશ ને પરદેશી રંગ વાપરવા પડે છે. એને માટે પંડિતજી શું ખુલાસો કરે છે ? એ તો કહો.

### પરદેશી વસ્તુઓ ક્યારે વાપરી શકાય ?

બાબુએ કહ્યું:-એને માટે પંડિતજીએ પોતાના ભાષણમાં એમ કહ્યું હતું કે,

" જે વસ્તુઓ ઈશ્વરે આપણા દેશમાં ઉત્પન્ન ન કરી હોય અથવા હજી સુધી આપણા દેશમાં જે વસ્તુઓ ન બનતી હોય, તેવી વસ્તુઓની જો આપણને ખાસ જરૂર હોય તો

તેવી વસ્તુઓને પરદેશથી લાવવી પડે એ જુદી વાત છે. જેમકે, આપણા દેશમાં તાંબાની ખાણો ન નીકળે ત્યાં સુધી આપણે પરદેશથી આવેલું તાંબુ વાપરવું જોઈએ, જ્યાં સુધી આપણે ત્યાં કોલસાની ખાણો ન નીકળે ત્યાં સુધી આપણે પરદેશી કોલસા વાપરવા જોઈએ, અને જ્યાં સુધી આપણા દેશમાં કેરોસીનના ઝરાઓ ન નીકળે ત્યાં સુધી આપણને પરદેશી કેરોસીન વાપરવું પડે, એમાં કાંઈ અડચણ નથી; કારણ કે એ બધું કાંઇ આપણે આપણા મોજ–શોખને ખાતર વાપરવાનું નથી, પણ આપણા દેશમાં ઉદ્યોગ–હુન્નર વધે, આપણા દેશના ધંધા–રોજગારને ટેકો મળે અને આપણને મહેનતમાં, ખરચમાં તથા વખત બચાવવામાં ફાયદો થાય તે સારૂ જરૂર પડે ત્યારે એવી પરદેશી ચીજો વાપરવાની છે; માટે જે ચીજો આપણા દેશમાં ન થતી હોય તેવી ચીજો દેશના ફાયદાને અર્થે પરદેશમાંથી લાવીને વાપરીએ એમાં કાંઈ ખોટું નથી; એટલુંજ નહિ પણ પરદેશી વસ્તુઓથી પોતાના દેશને ફાયદો કરવો એ તો બહુ ખુબીની વાત છે. જુઓને, વિલાયતવાળા એમજ કરે છે."

## પરદેશી વસ્તુઓ વાપરવાથી મોટી ખોટ ખમવી પડે છે.

"જેમકે, તેઓ આપણી પાસેથી અહિંથી રૂપિયાનું ચાર રતલ રૂ લઇ જાય છે, અને તેમાંથી મલમલ બનાવીને પાછી આપણને આપે છે, ત્યારે એક તાકો બે રતલનો હોય તેના ચાર રૂપિયા લે છે. હવે જુઓ કે આપણી પાસેથી રૂપિયાનું ચાર રતલ રૂ લીધું અને એજ રૂમાંથી કાપડ બનાવીને

પાછું તે આપણુને એક રૂપિયાનું અર્ધો રતલ આપ્યું, એટલે તેમાંથી સાતગણો નફો એ લોકો ખાઈ ગયા! આવીજ રીતે એ લોકોને આપણે રૂપિયાનું આઠ શેર તેલ આપીએ છીએ, અને એજ તેલનું જરાક રૂપ બદલીને પાછું એક રૂપિયાનું એક શેર અથવા એથી પણ મોંઘું એજ તેલ તેઓ આપણુને આપે છે, અને તે આપણે આપણી રાજી ખુશીથી લઈએ છીએ. આવીજ રીતે આવળની છાલ, બાવળની છાલ, ગળી, હળદર, મજીઠ, કસુંબ વગેરે બધી જાતના રંગની ચીજો પણ બહુજ ઓછા ભાવે આપણે પરદેશી લોકોને આપીએ છીએ, અને બહુજ મોંઘા ભાવે એજ વસ્તુઓ પાછી આપણે વેચાતી લઈએ છીએ. આવી રીતે આપણા દેશની કાચી વસ્તુઓ આપણે પરદેશીઓને આપીએ છીએ અને તેમાંથી બનાવેલી વસ્તુઓ પાછી તેમનીજ પાસેથી વેચાતી લઇએ છીએ, તેથી આપણુને છાશ મળે છે, અને એ લોકો મલાઈ ખાઈ જાય છે.”

“જેમકે, આપણે તેઓને ચામડાં આપીએ છીએ, એ ચામડાં તેઓને દશબાર આને રતલ પડે છે, અને એમાંથી પાછાં બૂટ બનાવીને દશ બાર રૂપિયા લેખે તેજ બૂટ પાછાં આપણાંજ માથાંમાં તેઓ મારે છે. હવે વિચાર કરો કે ક્યાં દશ બાર આને રતલ ચામડું અને ક્યાં દશ બાર રૂપિયાની બૂટની જોડી! આવી રીતે બીજા મુલકોનો માલ લેવાથી પરદેશી લોકો મોટો નફો ખાઈ જાય છે, અને આપણા નસીબમાં જોડાજ રહી જાય છે. આવું ન થાય તે સારૂ આપણે સ્વદેશી વસ્તુઓ વાપરવી જોઇએ.”

**જો અમારૂં ચાલતું હોય તો અમે કદી પણ પરદેશી ચીજ વાપરીએ નહિ.**

આ સાંભળીને ત્રવાડીએ કહ્યું:-ઓહો, આટલો બધો મોટો નફો તેઓ ખાઈ જાય છે, અને તેમ છતાં આપણી આંખો પણ ઉઘડતી નથી ? એ તો બહુજ ખરાબ. અમને તો આ બધી બાબતોની હજી ખબર નથી અને અમે નાનકડા છીએ એટલે અમારૂં કાંઈ ચાલે નહિ, પણ જો અમારૂં ચાલતું હોય તો આ બધી હકીકત જાણ્યા પછી અમે કદી પણ પરદેશી ચીજ વાપરીએ નહિ. આમ વાતો ચાલતી હતી એટલામાં સાંજ પડવાથી સૌ છોકરાંઓ પોતપોતાને ઘેરે ગયા.

---

# પાઠ ૧૫ મો—સ્વદેશી વસ્તુઓ વિષે.

## ભાગ ૨ જો.



**નવી નવી જાતની શોધો કરવાના ઉપાય.**

એ પછી બીજે દિવસે સ્કુલમાંથી છુટયા પછી આગલા દિવસનો પાઠ યાદ કરીને પટેલે કહ્યું કે, જે ચીજો આપણા દેશમાં મળતી હોય તે તો ખાસ કરીને આપણે આપણા દેશનીજ વાપરવી જોઈએ, પણ જે ચીજો આપણે ત્યાં ન બનતી હોય તેનું શું કરવું ? જેમકે, આગબોટો આપણા દેશમાં બનતી નથી, માટે પરદેશમાં બનેલી આગબોટમાં બેસવું કે નહિ ? રેલ્વેનાં ઇંજીનો આપણા દેશમાં બનતાં નથી, એ પરદેશથી આવે છે, માટે આપણે રેલ્વેમાં બેસવું કે નહિ ? ફોનોગ્રાફ

આપણા દેશમાં બનતાં નથી, માટે એનાં ગાયનો સાંભળવાં કે નહિ ? કપડાં સીવવાના, લૂગડાં વણવાના, ચોપડીઓ છાપવાના અને વિજળીના સંચાઓ પરદેશથી આવે છે, માટે સંચાઓ વાપરવા કે નહિ ? ઘડીયાળો પરદેશથી આવે છે, એ કાંઈ આપણા દેશમાં બનતાં નથી, માટે તે વાપરવાં કે નહિ ? જો એ બધું ન વાપરીએ તો આપણા શું હાલ થાય ? એ જરા વિચાર તો કરો. એ માટે પંડિતજી શું ખુલાસો કરે છે ?

## પરદેશીઓમાં જેટલી શક્તિ છે, તેટલીજ શક્તિ આપણામાં પણ છે.

એ સાંભળીને ત્રંબકલાલે કહ્યું:–પંડિતજી કહે છે કે,

" આપણી જીંદગી ટકાવી રાખવા સારૂ અથવા આપણા દેશના ધંધા–રોજગાર ખીલવવા સારૂ જે વસ્તુઓની ખાસ જરૂર હોય તે વસ્તુઓ જો આપણા દેશમાં ન બનતી હોય તો પરદેશથી આવેલી વસ્તુઓ વાપરવામાં કાંઇ વાંધો નથી, પણ એવા વિચારોમાં અને એવી હાલતમાં કાંઇ છેવટ સુધી પડયું રહેવાય નહિ, કારણ કે એ પણ એક લાચારીનો ઉપાય છે, એ કાંઇ ખુશી થવા જેવો ઉપાય નથી. શું એ લોકોને હાથ–પગ છે અને આપણને હાથ–પગ નથી ? શું એ લોકોમાં બુદ્ધિ છે અને આપણામાં બુદ્ધિ નથી ? શું એ લોકોના મુલકમાં જે વસ્તુઓ મળે છે તે વસ્તુઓ આપણા દેશમાં નથી મળતી ? અને શું એ લોકો કાંઇ સ્વર્ગમાંથી ઉતરી આવેલા છે કે આપણે તેઓના જેવાં કામો ન કરી શકીએ ? જો આપણે મહેનત કરીએ અને અભ્યાસ કરીએ તો એ લોકોના જેવીજ અને એથી પણ વધારે નવી શોધો આપણે કરી શકીએ.

કૃપાળુ ઈશ્વરે જેટલી શક્તિ તેઓને આપેલી છે તેટલીજ શક્તિ આપણને પણ આપેલી છે, એટલુંજ નહિ પણ એ પરદેશી લોકો તથા આપણા લોકો અસલ એકજ કુટુંબના છે, માટે તે તથા આપણે સૌ ભાઈઓજ છીએ, તેથી જે કામો આપણે કરી શકીએ તે કામો એ લોકો પણ કરી શકે, અને જે કામો એ લોકો કરી શકે તે કામો આપણે પણ કરી શકીએ, એમાં કાંઇ નવાઈ નથી. છતાં પણ આપણે તેઓની પેઠે નવી શોધો કરતા નથી એ આપણી નાલાયકી છે; કારણ કે એકજ બાપના બે દીકરા હોય તેમાં નાનો ભાઈ મહેનત કરીને કમાય અને મોટો ભાઇ આળસુ થઇને પોતાના નાના ભાઈના એંઠા ટુકડા ખાધા કરે તથા તેના ટપલા ખમ્યા કરે, એ શું વાજબી છે ? અને એ શું નાલાયકી નથી ? આવું ન થાય માટે આપણે સ્વદેશી વસ્તુઓ વાપરવી જોઈએ."

## નવી જાતની હુન્નર-કળા શોધી કાઢવાનો ઉપાય.

"આપણે પરદેશી વસ્તુઓ ન વાપરીએ અને સ્વદેશી વસ્તુઓજ વાપરવી એવો ઠરાવ કરીએ, તો પછી આપણને નવી શોધો કરવીજ પડે, અને જ્યારે નવી શોધો થાય ત્યારે એ શોધ કરનારને તથા દેશને ફાયદો થયા વિના રહે નહિ. આપણા દેશને આબાદ કરવા સારૂ આપણે નવી શોધો કરવી જોઈએ, અને નવી શોધો કરવા સારૂ સ્વદેશી વસ્તુઓ વાપ-રવી જોઇએ; કારણ કે જ્યારે આપણે પરદેશી વસ્તુઓ નહિ વાપરીએ ત્યારે આપણને એમ લાગશે કે કાગળ વિનાં કેમ ચાલે ? તેથી આપણને કાગળ બનાવવાનાં કારખાનાં કાઢવાં પડશે. છીંટ વિના કેમ ચાલે ? ત્યારે છીંટ છાપવાનાં કારખાનાં

કાઢવાં પડશે. બાઇસીકલ વિના કેમ ચાલે? ત્યારે સ્વદેશી બાઇસીકલ બનાવવી પડશે. આવી રીતે પરદેશી વસ્તુઓ ન વાપરવાથી ધીરે ધીરે બધી જાતની સ્વદેશી વસ્તુઓ જરૂર બનવા લાગશે, અને ત્યારેજ આપણું કલ્યાણ થશે; માટે આપણે સ્વદેશી વસ્તુઓ વાપરવી જોઇએ."

**પરદેશી વસ્તુઓ વાપરવી એ આપણી નાલાયકી છે.**

એ સાંભળીને નરહરિએ કહ્યું:—ઓહો! આ તો બહુ ભારે વાત! પરદેશી વસ્તુઓ વાપરવામાં આપણી નાલાયકી છે, એ તો મેં આજેજ જાણ્યું. એ વિચાર તો બહુ સારો.

પ્રાણલાલે કહ્યું:—પંડિતજીએ આ બાબત ઉપર તો ખાસ ભાર મૂકયો હતો અને કહ્યું હતું કે,

"કોઇ પવિત્ર બ્રાહ્મણના ઘરમાં હાડકું પડ્યું હોય એ જોઇને તેનો જીવ જેવો કમકમે તે કરતાં પણ પરદેશી વસ્તુઓને મ્હારા ઘરમાં જોઇને મ્હારો જીવ વધારે કમકમે છે, કારણ કે પરદેશી વસ્તુઓ આપણા ઘરમાં વપરાય એનો અર્થ શું? અને એનું પરિણામ શું? એ તમને ખબર છે? આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાય એ આપણી નાલાયકીનું સર્ટીફીકેટ છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાય એ આપણી મૂર્ખાઇનો નમુનો છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય એ આપણા દેશ તરફની આપણી બેદરકારીનો પુરાવો છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય એ આપણી ગરીબાઇને ટકાવી રાખવાની જામીનગીરી છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય એ આપણા બીજા ભાઇભંધોને ભૂખે મારવા જેવું છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપ-

રાતી હોય એ આપણાં છોકરાંઓને ધંધા વિનાનાં રખડાવવા જેવું છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય એ ખાસ ચાહીને દરિદ્રતાને બોલાવવા જેવું છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાય એ જુદી જુદી જાતના નવા નવા રોગોને આપણા શરીરમાં બોલાવવા જેવું છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય એ આપણો નાશ થવાની નિશાની છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય એ ઘણી જાતની આફતોનું મૂળ છે, અને આપણા ઘરમાં જેટલી જાતની પરદેશી વસ્તુઓ વપરાતી હોય તેટલી જાતનાં દુઃખો આપણને ભોગવવાં પડશે; એટલુંજ નહિ પણ આપણાં ઘરમાં જેમ જેમ વધારે વધારે પરદેશી વસ્તુઓ વપરાશે તેમ તેમ આપણી જીંદગી ઓછી થતી જશે, અને આપણાં ઘરમાંથી જેમ જેમ પરદેશી વસ્તુઓ ઓછી થતી જશે તેમ તેમ આપણી જીંદગી વધતી જશે, એમ મને લાગે છે. માટે હું કહું છું કે આપણે થોડી ઘણી અગવડ ભોગવીને, થોડું ઘણું નુકસાન ખમીને, થોડું ઘણું દુઃખ ખમીને, અને થોડો ઘણો આપણા સ્વાર્થનો ભોગ આપીને પણ પરદેશી વસ્તુઓને તજી દેવી જોઈએ, અને એને બદલે ખાસ ચાહીને સ્વદેશી વસ્તુઓ વાપરવી જોઇએ. ”

**આવી ઊંડી વાતો તમને આટલી બધી યાદ કેમ રહે છે?**

આ સાંભળીને ત્રવાડીએ કહ્યું:—આ તો બહુજ ખુબીની વાત! આવી વાતો તો મેં કોઇ દિવસ સાંભળી નહોતી. વારૂ પ્રાણલાલભાઈ, તમને આટલું બધું યાદ કેમ રહ્યું?

પ્રાણલાલે કહ્યું:—પંડિતજીનું એ ભાષણ છાપામાં છપાઈ

ગયું છે, અને સૌ લોકોને મફત આપવા સારૂ તેનાં ચોપાનીયાં પણ નીકળ્યાં છે. એ ચોપાનીયાં સૌ છોકરાઓને મળેલાં છે, અને બધાંને એ ભાષણ ગમ્યું પણ છે; વળી માસ્તરે પણ કહ્યું છે કે એ ભાષણ વાંચી જજો, ને એમાંથી શું સમજ્યા તે મને કહી બતાવજો; તેથી પોતાને ગમે તેવી થોડી થોડી વાતો સૌ છોકરાઓએ તેમાંથી ગોખી રાખી છે. મને આ બાબત ગમી તેથી પાંચ સાતવાર ફરી ફરીથી એ ને એ વાત વાંચી ગયો, એટલે યાદ રહી ગયું; અને એજ પ્રમાણે બીજા સૌ ભાઇઓએ પણ પોતપોતાને જે ગમ્યું તે થોડું થોડું યાદ રાખેલું છે. આજે વખત થઇ ગયો છે, માટે હવે આવતી કાલે એ સંબંધી વધારે વાતો કરીશું. એમ કહીને સૌ છોકરાઓ છુટા પડયા.

# પાઠ ૧૬ મો—સ્વદેશી વસ્તુઓ વિષે

## ભાગ ૩ જો.

### થોડીક અગવડો ભોગવીને પણ સ્વદેશી ચીજો વાપરવી જોઇએ.

એ પછી બીજે દિવસે જ્યારે વિદ્યાર્થીઓની સભા મળી ત્યારે જટાશંકરે કહ્યું કે, સ્વદેશી વસ્તુઓ વાપરવાની બાબતમાં મેં પણ થોડીક વાતો યાદ રાખેલી છે. જો તમે સાંભળો તો તે કહી સંભળાવું.

**હું ગણિતમાં ઠોઠ છું, પણ કાંઇ સ્વદેશ પ્રેમમાં ઠોઠ નથી!**

એ સાંભળીને ત્રવાડીએ કહ્યું:-તને તે શું યાદ રહે? તું

તો ઠોઠ છે ! ત્રણ વરસ થયાં ગણિતમાં નાપાસ થાય છે, એજ તું. કે બીજો કોઈ ?

જટાશંકરે કહ્યું:-ભલે ગણિતમાં ઠોઠ છું ને છેલ્લો રહું છું, પણ કાંઇ સ્વદેશપ્રેમમાં હું ઠોઠ નથી. એ વાત તો મને બહુ ગમે છે, અને જે મને ગમે એતો બહુ યાદ રહી જાય છે. વળી આ બાબત તો ખાસ યાદ રહી છે. તમે સાંભળો તો હમણાંજ કહી જાઉં.

ત્યારે પટેલે કહ્યું:-ખુશીથી કહો.

## દેશના કલ્યાણની બાબતમાં બેદરકારી રાખવી એ બહુજ ખોટું થાય છે.

જટાશંકરે કહ્યું:-એ પછી પંડિતજીએ એમ કહ્યું હતું કે,

“ આપણા દેશના ભલાને ખાતર જ્યારે આપણે વિલાયતી બારિક મલમલને બદલે જરાક ઓછા કુમાસવાળાં સ્વદેશી કપડાં પણ નહિ વાપરી શકીએ ત્યારે આપણું ભલું કેમ થઈ શકશે ? જે માણસ સ્વદેશને ખાતર જરા જાડું કપડું પણ વાપરી શકતા નથી તેઓ જરૂર પડે ત્યારે સ્વદેશને ખાતર વધારે મોટી મુશ્કેલીઓ કેમ ખમી શકશે ? પરદેશી વસ્તુઓ કરતાં સ્વદેશી વસ્તુઓ જરાક મોંઘી હોય તે સારૂ કરીનેજ- થોડાક પૈસાના લોભ સારૂ કરીનેજ-જેઓ સ્વદેશી વસ્તુઓ વાપરતા નથી, તેઓ સ્વદેશને ખાતર વધારે મોટા ભોગો કેમ આપી શકશે ? “ પરદેશી વસ્તુઓના જેવી સ્વદેશી વસ્તુઓ સુંદર હોતી નથી, ” એમ કહીને બહારનાં રૂપને ખાતરજ જેઓ પરદેશી વસ્તુઓ વાપરે છે, અને સ્વદેશી વસ્તુઓ વાપરતા નથી, તેઓ દેશનું ભલું ઇચ્છનારાઓની આગળ અને

ઇશ્વરની આગળ કેમ સુંદર લાગશે ? પરદેશીઓને રાજી રાખવા સારૂ ખુશામતને ખાતર જેઓ પરદેશી વસ્તુઓ વાપરે છે તેઓની તરફથી દેશનાં કલ્યાણની આશા કેવી રીતે રાખી શકાય ? પરદેશી વસ્તુઓ પોતાના ઘરની પાસેજ મળે અને સ્વદેશી વસ્તુઓ જરા દૂર મળે તે સારૂ કરીનેજ જેઓ પરદેશી વસ્તુઓ વાપરે છે તેઓ દેશના ભલાને ખાતર પરદેશોમાં કેમ જઇ શકશે ? "સ્વદેશી વસ્તુઓ ક્યાં મળે છે, એ અમને ખબર નથી, તે સારૂ અમે પરદેશી વસ્તુઓ વાપરીએ છીએ," એમ જેઓ કહે તેઓને કહો કે તમારા પોતાના ભલાને ખાતર એટલી ખબર પણ જ્યારે તમે નહિ મેળવી શકો ત્યારે આપણા દેશને ફાયદો કરી શકાય એવી વધારે કઠણ બાબતો તમે કેમ જાણી શકશો ? અને પોતાના દેશના તથા પોતાના કલ્યાણની બાબતમાં પણ જેઓ એટલા બધા ઢીલા પોચા હોય તે માણસો શું કામના ? એટલુંજ નહિ પણ દેશના કલ્યાણની બાબતમાં આવી જાતની બેદરકારી રાખવી એ બહુજ મોટું પાપ છે, કારણ કે

**દેશના કલ્યાણમાં કરોડો માણસનું કલ્યાણ છે.**

માટે પોતાના દેશના ભલામાં એટલે કે કરોડો માણસના કલ્યાણના પુણ્યમાં જે પોતાનો ભાગ ન રાખે એ કરતાં વધારે નાલાયક બીજું કોણ ? અને પોતાના કરોડો ભાઇબંધોનાં ભલાની બાબતમાં બેદરકાર રહે એ કરતાં વધારે મોટો પાપી બીજો કોણ ? અને નાના પાપીઓને પણ જ્યારે મોટી શિક્ષા થાય છે ત્યારે જે પોતાના દેશને લાભ થાય તેવી રીતે ન વરતે તેને કેટલી બધી સખ્ત શિક્ષા થવી જોઇએ ? એ વિચાર

તો કરો. અને તેમાં પણ જે દેશની વિરૂદ્ધ થાય તેનું તો મોઢું પણ જોવું જોઈએ નહિ. માટે ભાઈઓ અને બ્હેનો ! તમારાથી જરાક પણ આપણા દેશનું બુરૂં ન થઈ જાય એ બહુજ સંભાળજો, અને જેમ બને તેમ આપણા દેશનું ભલું કરવામાં તમારો ભાગ રહે તેમ કરજો; તેમજ દેશનાં ભલાં માટે બીજાં મોટાં કામો જો કદી તમારાથી ન બની શકે તો સૌથી સહેલાઈથી બની શકે તે સ્વદેશી વસ્તુઓ વાપરવાની તો જરૂર મહેરબાની કરજો. એનું નામ પણ સ્વદેશપ્રેમ છે, અને એમાં પણ ઈશ્વર રાજી છે. માટે હવે સ્વદેશી વસ્તુઓ વાપરવાનો ઠરાવ કરો. ”

# પાઠ ૧૭ મો—આપણો દેશ પ્રથમ કેવો હતો ?

મહેતાજીએ પૂછ્યું:—હરિદાસ, અસલના વખતમાં આપણો દેશ કેવો હતો એ તમને ખબર છે ?

હરિદાસે કહ્યું:—હા સાહેબ, મને ખબર છે. મેં એક ચોપડીમાં વાંચ્યું છે કે, અસલના વખતમાં આપણો દેશ બહુ પૈસાવાળો હતો, લોકો બહુ નીતિવાળા હતા, બધાં માણસો બહુ સુખી હતાં અને વેપાર ખુબ ચાલતો હતો.

મહેતાજીએ બીજા છોકરાને પૂછ્યું:—રામચંદ્ર, તમે આ બાબતમાં કાંઈ જાણો છો ?

રામચંદ્રે કહ્યું–હા સાહેબ, મ્હારા દાદા કહે છે કે હાલના વખતમાંજ આપણે ભીખારી જેવા થઇ ગયા છીએ; બાકી અસલના વખતમાં તો બહુ સુખ હતું. અનાજ સસ્તું, ઘી સસ્તું, દૂધ સસ્તું, ગાયો સસ્તી, ઘરનાં ભાડાં સસ્તાં અને જરાય ઉપાધિ નહિ, એટલુંજ નહિ પણ બધાં માણુસોને ધંધો–રોજગાર મળી રહે તેથી કોઇ પણ માણુસ ભૂખે મરે નહિ, અને ઝાઝી ઉપાધિ નહિ તેથી ઝાઝા રોગ પણ નહિ; એટલે આપણા દેશમાં અસલના વખતમાં સૌ લોકો બહુ આનંદમાં રહેતા હતા.

## અસલના વખતમાં આપણા દેશના વૈભવો.

મહેતાજીએ ત્રીજા છોકરાને પૂછ્યું:–ઇશ્વરલાલ, આ બાબતમાં તમે કાંઈ જાણો છો?

ઈશ્વરલાલે કહ્યું:–હા સાહેબ, અમારે ઘેર વ્યાસ કથા વાંચવા આવે છે તે શ્રીકૃષ્ણુના વખતની દ્વારિકાનું વર્ણન વાંચતા હતા. તેમાં એમ આવ્યું હતું કે "હીરા–મોતીના ને મણિ–માણેકના લોકો દાગીના પહેરતા હતા, સોના–રૂપાનાં વાસણો વાપરતા હતા, હાથી–ઘોડાનો કંઈ સુમાર નહોતો, ગાયો તો પાર વિનાની હતી, માણુસો વિમાનમાં બેસીને આકાશમાં ઉડતાં હતાં, હાથીઓ ઉપર રત્નો જડેલી સોનાની અંબાડીઓ અને હીરા–મોતીની ઝુલો હતી, સોનાની ગાગરો–વડે સ્ત્રીઓ પાણી ભરતી હતી અને એ વખતે દ્વારિકાના લોકો એવા સુખી હતા કે સ્વર્ગના દેવતાઓને પણ એમ લાગતું કે અમે દ્વારિકામાં જઇને રહીએ તો સારૂં."

**જ્ઞાન તો જ્યાંથી મળે ત્યાંથી મેળવ્યાજ કરજો.**

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:—તમે ત્રણ જણાએ બહુ સારા જવાબો આપ્યા છે, એ સાંભળીને હું બહુ ખુશી થાઉં છું. આવી બાબતો નિશાળની ચોપડીઓમાં ન હોય તો પણ એ વાતો જાણવાની તમારે કાળજી રાખવી જોઈએ, કારણ કે એવી આજુબાજુની વાતો જાણવાથી ડહાપણ વધે છે, વાત-ચીત કરતાં આવડે છે, સારૂં-નરસું સમજાય છે, અને જ્યારે મોટા થઈએ ત્યારે એવું જાણી રાખેલું બહુ કામ લાગે છે; માટે જ્ઞાન તો જ્યાંથી મળે ત્યાંથી મેળવ્યાજ કરજો.

**અસલના વખતમાં આપણો દેશ આબાદ હતો તેનાં કારણો.**

અસલના વખતમાં આપણો દેશ આબાદ હતો અને આપણા લોકો બહુ સુખી હતા એ વાત ખરી, પણ માત્ર એટલુંજ જાણીએ એમાં કાંઈ વળે નહિ, એનાં કારણો જાણીએ તોજ ફાયદો થાય. માટે હવે મને કહો કે અસલના વખતમાં શા માટે આપણો દેશ આબાદ હતો અને શા માટે આપણા લોકો સુખી હતા?

એ સાંભળીને એક છોકરો બોલ્યો કે, એ વખતે આપણા દેશમાં હુન્નર-કળા બહુ હતાં અને આપણો માલ પરદેશોમાં જતો, તેમજ પરદેશી વસ્તુઓ આપણા લોકોને લેવી પડતી નહિ, તેથી તેઓ સુખી હતા.

બીજાએ કહ્યું:—લોકોમાં સંપ હતો અને એક બીજાને અરસપરસ મદદ કરતા હતા, તેથી લોકો સુખી હતા.

ત્રીજાએ કહ્યું:—એ વખતના લોકો બહુ ધાર્મિક હતા,

બહુ નીતિવાળા હતા અને બહુ દયાળુ હતા, તેથી તેઓ સુખી હતા.

ચોથાએ કહ્યું:—આપણું ધન અને આપણું અન્ન આપણા દેશમાંજ રહેતું, પરદેશમાં ઘસડાઇ જતું નહિ, તેથી લોકો સુખી હતા.

પાંચમાએ કહ્યું:—એ વખતે આપણા લોકોનાં રાજ્ય હતાં, કાંઈ પરદેશી રાજા નહોતા, તેથી લોકો સુખી હતા.

છઠ્ઠાએ કહ્યું:—એ વખતે આપણા દેશમાં વિદ્યા વધારે હતી, એ વખતે લોકો કંઇ હાલના જેવા અજ્ઞાન નહોતા, તેથી તેઓ સુખી હતા.

સાતમાએ કહ્યું:—હાલમાં આપણે બાયલા જેવા બની ગયા છીએ, પણ એ વખતે બધા લોકો બહુ બહાદૂર હતા અને દેશને અર્થે પોતાનાં માથાં આપતા હતા, તેથી તેઓ સુખી હતા.

## બાળકોની સભાની ખુબી.

આવા સારા જવાબો સાંભળીને મહેતાજી અજબ થયા, તેથી તેમણે રાજી થઇને કહ્યું કે, ઓહો! બહુ ખુશીની વાત. આ બધું તમે કયાંથી શીખ્યા ? મેં તો તમને આવું કાંઇ શીખવ્યું નથી.

ત્યારે રઘુનાથે કહ્યું:–મ્હારા મોટાભાઇએ ‘બાળસમાજ’ નામે મંડળી સ્થાપી છે, તેમાં રજાને દિવસે બધા છોકરાઓ ભેળા થાય છે, કારણ કે જે છોકરાઓ એ સભામાં જાય તે બધાને દર અઠવાડીએ એક પૈસાવાળી ચોપડી મફત મળે છે. એ ચોપડીમાં આવી સારી સારી વાતો લખેલી હોય છે. વળી ત્યાં સ્વદેશભક્ત નામે સ્વામી એક કલાક સુધી આવી વાતો

અમને સમજાવે છે, તેથી આવા જવાબો આપતાં અમને આવડે છે.
**અસલની પેઠે પાછો આપણો દેશ આબાદ કેમ થાય ?**

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:-એ પણ બહુ ખુશીની વાત, એવાં મંડળ તો ઠેકાણે ઠેકાણે થવાં જોઇએ. હવે આપણો વખત થઈ ગયો છે, પણ રજા આપતાં પહેલાં એક વાત મને કહો કે અસલની પેઠે આપણો દેશ ફરીથી આબાદ થાય અને આપણે સૌ લોકો સુખી થઈએ એવું કેમ થાય તથા એને માટે આપણે શું કરવું જોઇએ? એ તમે જાણો છો?

ત્યારે નરહરિએ કહ્યું:-હા સાહેબ, ઉપર જે સાત કારણો બતાવેલાં છે તે સમજીએ અને તે પ્રમાણે વરતી જ્ઞાન મેળવવાની, ધંધા-રોજગાર વધારવાની, નીતિ-ધર્મ વધારવાની તથા બહાદુરી વધારવાની મહેનત કરીએ તો થોડાં વરસોમાં આપણે પણ અસલના લોકોની પેઠે સુખી થઈ શકીએ. તેમ થવા સારૂ આપણે એવા ભલા અને ઉપયોગી થવાની તજવીજ કરવી જોઇએ.



# પાઠ ૧૮ મો—આપણો દેશ હાલમાં કેવો છે?

## ભાગ ૧ લો.

---

મહેતાજીએ કહ્યું:—શંભુ, ત્હારી ફીના પૈસા આજે લાવ્યો કે નહિ ?

શંભુએ કહ્યું:—મ્હારા બાપાએ કહ્યું કે "ચાર મહિના થયાં નોકરી સારૂ હું બહુ રખડું છું, પણ હજી ક્યાંય નોકરી મળતી નથી, અને હવે વધારે પૈસા ધીરવાની માણેકચંદ ના પાડે છે,

માટે મ્હારાથી હમણાં ત્હારી ફ્રી ભરી શકાય તેમ નથી. માસ્તરને કહેજે કે મહેરબાની કરીને થોડા દિવસ ચલાવી લો તો સારૂં, પણ જો માસ્તર એમ ન ચલાવી લે અને હમણાંને હમણાં ફ્રી માગે તો ત્હારે સ્કુલ છોડી દેવી પડશે."

## ગરીબ વિદ્યાર્થીઓની હાલત.

આ સાંભળીને માસ્તર વિચારમાં પડયા, કારણ કે શંભુ જેવા હોશિયાર છોકરાને તેની ગરીબાઇને ખાતરજ સ્કુલમાંથી કાઢી મૂકવો અને તેને ભણતાં અટકાવવો, એ કામ મહેતાજીને વાજબી લાગતું નહોતું, તેમજ એ સરકારી નિશાળમાં ફ્રી લીધા વિના મહેતાજી તેને રાખી શકે એમ પણ નહોતું, તેથી મહેતાજી વિચારમાં પડયા. એટલામાં એક છોકરાએ ત્યાં આવીને કહ્યું કે,

સાહેબ, આજે બહારગામ જમવા જવું છે, માટે રજા લેવા આવ્યો છું.

માસ્તરે કહ્યું:—જમવા સારૂ કરીને કાંઈ પરીક્ષાના દિવસોમાં રજા લેવાય ?

શાંતિગીરે કહ્યું:—હું તો ઘણો જાઉં નહિ, પણ આજે ગયા વિના ચાલે એમ નથી; કારણ કે ઘરમાં દાણા નથી. મ્હારા બાપ કાલના જુવાર લેવા ગયા છે પણ હજી આવ્યા નથી, તેથી મ્હારી મા તો મુંઝાઇ ગઈ અને રોવા લાગી કે આજે ખાઇશું શું ? એટલામાં ભીમગર કહી ગયો કે આજે મહાલક્ષ્મીમાં વાણીયાઓની ઉજાણી છે ત્યાં આવજો, એટલે જમણ મળશે, તેથી ત્યાં જવું પડશે.

આમ વાત ચાલે છે એટલામાં ત્યાં એક વિધવા બાઈ આવી અને તેણે મહેતાજીને કહ્યું કે,

આ મ્હારા કીલાને સમજાવોની. એ કહે છે કે ખરાબ લૂગડાં પહેરીને નિશાળમાં જવાય નહિ, માટે મને સારાં લૂગડાં લઈ આપ, પણ એને બિચારાને કાંઈ ખબર છે કે હું દળણાં દળી દળીને માંડમાંડ પેટનું પુરૂં કરૂં છું તેમાં સારાં લૂગડાં લાવું ક્યાંથી? પોતાનાં છોકરાને પહેરાવવું–ઓઢાડવું તે કોને ન ગમે? એ છોકરાએ પાતળાં પહેરણભર આખો શિયાળો કાઢયો છે એ જોઈને મને કાંઈ નહિ થતું હોય? મારૂં તો કાળજું ઉથલાઇ જાય છે! પણ કરૂં શું? અમારાથી કાંઈ ભીખ મગાય છે? એમ કહેતાં કહેતાં તે બાઇ રોઇ પડી અને પોતાના સાડલાના છેડાવડે આંસુ લુંછતાં લુંછતાં બોલી કે એના માસ્તરને જરા કહી દેજો કે હમણા થોડા દિવસ સારાં લૂગડાં માટે તાકીદ કરે નહિ.

આમ વાત ચાલતી હતી એટલામાં આસિસ્ટંટ એક છોકરાને લઈને ત્યાં આવ્યો અને કહ્યું કે, આ છોકરો લેસન કરતો નથી, એને ઇતિહાસ આવડતો નથી, ભૂગોળ આવડતી નથી અને ગણિતમાં પણ મીંડું છે. રોજ એ પ્રમાણે થાય છે; માટે હવે એનું શું કરવું? એ સારૂ હું આપની પાસે લાવ્યો છું.

મહેતાજીએ કહ્યું:–આ છોકરો તો હોશિયાર છે, એને કેમ ન આવડે? એ તો પહેલા નંબરનો છોકરો છે. કેમ રામજી, હમણાં તને શું થયું છે? લેસન કેમ નથી કરતો?

તે છોકરાએ કહ્યું:–સાહેબ, મ્હારી પાસે ચોપડીઓ નથી એટલે હું શું કરૂં?

મહેતાજીએ કહ્યુ:–ચોપડીઓ કાં નથી લેતો? અહિં ન મળતી હોય તો મને કહે એટલે હું મંગાવી આપું.

રામજીએ કહ્યું:-મ્હારા કાકા કહે છે કે "ચોપડીઓ લેવા જેટલા મ્હારી પાસે પૈસા નથી. મને પંદર રૂપિયા પગાર મળે છે તેમાં માંડમાંડ પુરૂં થતું, પણ હમણાં બધું બહુ મોંઘું થઈ ગયું છે, તેથી દર મહીને ત્રણ ચાર રૂપિયા ઉલટા ઘટે છે, તેમાં વળી હમણાં તને પાંચ રૂપિયાની ચોપડીઓ ક્યાંથી અપાવું ? એ નહિ બને. ગમે તો ભણવું છોડી દે અને ગમે તો એમને એમ ચલાવ. બીજો કાંઈ ઉપાય નથી." આમ કહે છે એટલે હું શું કરૂં ? અને ચોપડીઓ વિના લેસન ક્યાંથી આવડે ?

એ સાંભળીને મહેતાજીને બહુ દિલગીરી લાગી, તેથી તેણે નિસાસો નાખ્યો. તેને લાગ્યું કે પ્રભુ ! આ તે શો ગજબ ? અમારો દેશ આટલો બધો ગરીબ ! આજે તો મ્હારે આજ વાતો છોકરાઓને સમજાવવી જોઇએ. એમ વિચારીને તે ભલી લાગણીવાળા મહેતાજીએ કહ્યું કે,

અસલના વખતમાં આપણો દેશ સુખી હતો એ વાત તમે જાણી, હવે મને કહો કે હાલના વખતમાં આપણો દેશ કેવો છે ?

ત્યારે જીવણે કહ્યું કે,

**હાલમાં આપણો દેશ બહુ ગરીબ છે, અને આપણા લોકો બહુ દુ:ખી સ્થિતિમાં છે.**

મહેતાજીએ કહ્યું:-તમે કેમ જાણ્યું કે આપણો દેશ ગરીબ છે અને આપણા લોકો દુ:ખી સ્થિતિમાં છે ? તમે માત્ર મ્હોડેથી એમ કહી દો એમાં શું વળે ? એનો પુરાવો શું ? આપણે જે વાત કહીએ તે સાબીત કરી આપવી જોઈએ, ત્યારેજ આપણે ખરા કહેવાઇએ; માટે આપણો દેશ ગરીબ છે, એમ

તમે માનતા હો તો એના પુરાવા આપો.

ચંદુલાલે કહ્યું:-મ્હારી મા બહુ દયાળુ છે, તેને એવો નિયમ છે કે આપણે ઘેરથી કોઈ પણ ભિખારી ખાલી હાથે પાછો ન જવો જોઇએ, તેથી જેટલા ભિખારી આવે તે બધાને મુઠી મુઠી ચોખા અમે આપીએ છીએ. મને રજા હોય ત્યારે કોઈ કોઈ વખત મ્હારી મા એ કામ ઉપર મને બેસાડે છે, તેથી મને ખબર છે કે દરરોજ એટલા બધા ભિખારી આવે છે કે તેઓને ચપટી ચપટી ચોખા આપતાં પણ મ્હારા હાથ થાકી જાય છે, અને હું કંટાળી જાઉં છું. એ ઉપરથી મને લાગે છે કે આવા એક ગામમાં જ્યારે આટલા બધા ભિખારી છે ત્યારે આખા દેશમાં કેટલા ભિખારી હશે? એ ભિખારીઓમાં કેટલાક તો બે બે ગાઉ દૂરથી ચપટી ચોખા લેવા સારૂ આવે છે. જો તેઓની પાસે પૈસા હોય તો ચપટી ચોખા સારૂ કરીને એટલી બધી મહેનત તેઓ શા માટે કરે? માટે હું કહું છું કે આપણો દેશ ગરીબ છે.

મહેતાજીએ કહ્યું:-શાબાશ, તમે બહુ સારી રીતે વિચાર કરી શકો છો, એ જોઈને હું બહુ રાજી થાઉં છું. દરેક છોકરાએ આવી રીતે નજર પહોંચાડી વિચાર કરીને જવાબ દેવો જોઈએ.

**એક શહેરમાં આટલાં બધાં દુઃખી માણસો છે ત્યારે આખા દેશમાં કેટલાં બધાં દુઃખી માણસો હશે?**

એ પછી મહેતાજીએ કહ્યું:-કાંતિલાલ, આ બાબતમાં તમો કાંઈ કહી શકશો?

કાંતિલાલે કહ્યું:-હા સાહેબ, હું જ્યારે મ્હારા બાપા સાથે શ્રાવણ મહિનાના સોમવારને દિવસે બાબુલનાથનાં દર્શન કરવા

ગયો હતો ત્યારે ત્યાં રસ્તાની બંને બાજુએ હજારો ભિખારી બેઠાં હતાં. મ્હારા બાપાએ દશ રૂપિયાની પાઈઓ લીધી અને તે બધાંને એક એક પાઈ આપવા લાગ્યા, પણ એટલા બધા ભિખારી હતા કે એ દશ રૂપિયાની પાઈ પણ તેઓને પૂરી થઈ નહિ ! તેમાં ઘણા જણા આંધળા હતા, ઘણા જણા લૂલા હતા, ઘણા જણા કોઢીયા હતા, ઘણા જણા બહુજ બુઢ્ઢા હતા, ઘણાએ ભણી શકે તેવા મ્હારા જેવડા છોકરાઓ હતા, અને જેને જોઇને આપણને દયા ઉપજે એવાં ઘણાં માણસો હતાં. એ બધાં માટે મ્હારા બાપા કહેતા હતા કે " તેમને રહેવાને ઘર નથી, પહેરવાને પુરાં લૂગડાં નથી અને ખાવા-પીવાનું કાંઈ ઠેકાણું નથી. "

એક શહેરમાં જ્યારે આટલાં બધાં દુ:ખી માણસો હોય ત્યારે આખા દેશમાં કેટલાં બધાં દુ:ખી માણસો હશે ? માટે હું કહું છું કે આપણા દેશના લોકો બહુ દુ:ખી હાલતમાં છે.

મહેતાજીએ કહ્યું:-શાબાશ, તમે પણ બહુ સારો જવાબ આપ્યો છે. આવીજ રીતે યાત્રા, મેળા, નાટકો, પ્રદર્શન વગેરે જોવામાં દરેક છોકરાએ પોતાની બુદ્ધિથી કાંઇક સાર લેવો જોઇએ.

આજે આપણો વખત પૂરો થયો છે, માટે હમણા આ બાબત અધુરી રહેવા દો, આવતી કાલે એ ઉપર ફરીથી ચર્ચા ચલાવીશું.

---

# પાઠ ૧૯ મો—આપણો દેશ હાલમાં કેવો છે!

## ભાગ ૨ જો.

---

એ પછી બીજે દિવસે સ્કુલમાંથી છુટયા પછી પોતાના ખાનગી વખતમાં થોડા ઉત્સાહી છોકરાઓને મ્હેતાજીએ કહ્યું કે, હવે કાલની અધુરી રહેલી વાત શરૂ કરીએ. બોલો, હીરાલાલ, આપણો દેશ હાલમાં કેવો છે? એ બાબતમાં તમે કાંઈ જાણો છો?

### ગરીબાઇને લીધે વિદ્યાર્થીઓ વધારે અભ્યાસ કરી શકતા નથી.

હીરાલાલે કહ્યું:—હા સાહેબ, મ્હારા મોટાભાઈ બી. એ થયેલા છે, તેને રસાયણશાસ્ત્રનો અભ્યાસ કરવા સારૂ વિલાયત જવાનો વિચાર છે, પણ દોઢીયાંની મારામારીને લીધે તેને વકીલની ઑફીસમાં કારકુન થવું પડયું છે! મ્હારી ફૈઈનો દીકરો મેટ્રીક થયો છે, એ બારિસ્ટર થઈ શકે તેવો છે, પણ પૈસાનું સાધન નહિ તેથી તે મજુરોની પેઠે મારકીટમાં તાકા ઉપાડે છે, અને બાર રૂપિયામાં રહ્યો છે! ગઈ સાલ મ્હારી સાથે જગુ હતો, તેનો બાપ ફી ભરી શકયો નહિ અને માફીની જગ્યા ખાલી નહોતી, તેથી તેને સ્કુલ છોડવી પડી. અમારા પાડોશી પદમશીનું પણ એમજ થયું. ચોપડીઓ લેવાના પૈસા ન મળે તેથી તેણે લાચાર થઇને નિશાળ છોડી. મ્હારા મામાના છોકરાનું પણ એમજ છે, એ ઘણો હોશીયાર છે પણ એના ગામમાં અંગ્રેજી સ્કુલ નથી અને બહારગામ

રાખીને ભણાવવાના પૈસા નથી, તેથી ગુજરાતી સાત ચોપડી ભણ્યો અને હવે ગામમાં રખડે છે. જો પૈસાનું સાધન હોય તો તેને રખડવું ન પડે. આવા ઘણા દાખલા હું મ્હારી નજરે જોઉં છું, અને મ્હારા મોટાભાઇ પણ એજ વાતો કર્યા કરે છે, માટે હું માનું છું કે આપણો દેશ બહુ ગરીબ છે, અને આપણા લોકો બહુ દુઃખી છે.

## રોટલા વિના રઝળતી દુઃખીયારી વિધવાઓ.

મહેતાજીએ કહ્યું:—કાનજી, આ બાબતમાં તમે કાંઈ કહી શકશો ?

કાનજીએ કહ્યું:-હા સાહેબ, કાલેજ હું ઘેર ગયો ત્યારે મ્હારી મા રોતાં હતાં અને પાડોશણને કહેતાં હતાં કે, "મ્હારી બ્હેનની દીકરી રાંડી છે તેને ક્યાંઈ રોટલાનું ઠેકાણું નથી, મ્હારી નણંદને પણ રોટલાનું ઠેકાણું નથી, આપણી મટુ પણ બિચારી દુઃખીયારી છે, અને મ્હારા જેઠના દીકરાની વહુ પણ રોટલા વિના રખડે છે; તેમાં વળી આ બિચારી કાશીને માથે દુઃખ આવી પડયું ! આપણો ગરીબ કાફલો, એટલે આપણી પાસે તે બીજું શું હોય ? બહુ તો બસો ચારસો રૂપિયાનો દાગીનો હોય, એમાં કાંઈ જીંદગી સુધી પુરૂં થાય ? લાજ-શરમનાં લફરાં મોટાં, બે પૈસા મજુરી મળે એવાં કામ-કાજ શીખવાનાં કાંઈ સાધન નહિ, ધર્મની બાબતમાં હવે બધું પોલેપોલું છે, પાસે પૈસા નહિ અને ખરચો વધતાં જાય છે, એટલે પછી અધર્મ થયા વિના કેમ રહે ? અમારાંજ સગાં-વહાલાંમાં જેને રોટલાનું ઠેકાણું નથી એવી આઠ વિધવાઓ છે, ત્યારે આખા દેશમાં કેટલી બધી વિધવાઓ હશે ? એ વિચાર,

તો કરો. એ બિચારીઓ શું કરે ? એની જીંદગી કેમ જાય ? એ કોઇ કહેશો ?" એમ કહી કહીને મ્હારી મા બહુ રોતાં હતાં, તેથી હું માનું છું કે જો આપણો દેશ બહુ ધનવાળો હોય તો કરોડો માણસો આટલા બધા ગરીબ કેમ રહે ? અને દયા ખાવાજોગ આપણી વિધવા બ્હેનો રોટલા વિના કેમ રખડે ? માટે હું કહું છું કે આપણો દેશ બહુ ગરીબ છે, અને આપણા લોકો બહુ દુઃખી છે.

## પૈસાની તંગીને લીધે નવા હુન્નરો ખીલી શકતા નથી.

મહેતાજીએ કહ્યું–આ ગરીબ માબાપના છોકરાઓએ તો બહુ સારા જવાબો આપ્યા, હવે જોઈએ આ શેઠીયાનો છોકરો કેવા જવાબ દે છે, એમ કહીને તેમણે મનમોહનદાસ સામે જોયું.

મનમોહનદાસે કહ્યું:–સાહેબ, મ્હારા કાકા કહે છે કે, આપણો દેશ બહુ ગરીબ છે, તેથી અમારે બીજી મોલ કાઢવી છે, પણ હજી શેર ભરાતા નથી. વીમાની કંપની ઉભી કરવાના હતા એ પણ ચાલ્યું નહિ, કારણ કે લોકો પાસે નાણાં ન મળે. અમારો દલાલ વારે વારે કહે છે કે બજારમાં નાણાં-ભીડ બહુ છે, ટકો ટકો વ્યાજ આપવું પડે છે તોપણ નાણાં મળતાં નથી. લોઢાની ખાણ ખોદાવવાની કંપની ઉભી થઈ છે, પણ પૈસાની તંગીને લીધે તે નભી શકે તેમ નથી. એક જણ કહે છે કે રબ્બરનું તથા તેજાબો બનાવવાનું કારખાનું કાઢવું છે, પણ કોઈ ધનવાળા ભાગીયાઓ મળતા નથી, તેથી લાખો રૂપિયાની પેદાશ થાય તેવા અને હજારો માણસોને રોજી મળે તેવા ધંધા થતા અટકી પડે છે, કારણકે આપણા દેશમાં ધન ન મળે. યૂરોપ-અમેરિકામાં ધનની રેલ છેલ છે, તેથી ત્યાં

હુન્નરો નવા નવા હુન્નરો નીકળે છે, અને કરોડો રૂપિયાની ઉથલપાથલ થાય છે. આવી આવી વાતો વારે વારે સાંભળું છું, તેથી હું માનું છું કે આપણો દેશ બહુ ગરીબ છે, અને આપણા લોકો બહુ દુઃખી છે.

મ્હેતાજીએ કહ્યું:–બહુ ખુશીની વાત, તમે પણ ઠીક ધ્યાન રાખ્યું છે. તમારી બધી વાતો હજી આ ગરીબ છોકરાઓ સમજી શકશે નહિ, કારણકે શેર એટલે શું ? ટકો વ્યાજ એટલે શું ? નાણાભીડ એટલે શું ? કારખાનું કાઢવું એટલે શું ? આ બધી વાતોની આટલી નાની ઉમ્મરમાં આવા છોકરાઓને કાંઇ ખબર હોતી નથી, તોપણ તમે ઠીક સમજ્યા છો. એવી રીતે જ્યારે શ્રીમંતોના છોકરાઓ સમજશે ત્યારે તો વળી દેશને બહુજ ફાયદો થશે.

## ગાંડાભટ્ટનું ફારસ.

એ પછી એક છોકરા સામે જોઇને હસતું મ્હોંડું રાખીને મ્હેતાજીએ કહ્યું:–કેમ ગાંડાભટ્ટ, તમે શું સમજ્યા છો ? તમે કાંઈ કહેશો કે નહિ ?

ત્યારે ચોટલી ખંજવાળતે ખંજવાળતે અને ધોતલીમાં ભરાઈ ગએલી ધૂળ પરખોડતે પરખોડતે વિચિત્ર બુદ્ધિવાળા ગાંડાભટ્ટે કહ્યું કે, એક જણને નિશાળની ફી ભરવાના પૈસા મળતા નહોતા, બીજાના ઘરમાં ખાવાનો રોટલો નહોતો, ત્રીજાની પાસે નિશાળમાં પહેરવા લાયક લુગડાં નહોતાં અને ચોથાની પાસે ચોપડીઓ લેવાના પૈસા નહોતા, એ ચાર કેસ પા કલાકની અંદર તમારી પાસે આવી ગયા ! એ કરતાં વધારે પુરાવા બીજા શું જોઈએ ? અને જો હજી પણ વધારે પુરાવા

જોઈતા હોય તો એનો નમુનો હું પોતેજ છું! મ્હારી ધોતલીના થીગડાં ગણો, મ્હારાં કડીયાંનાં કાણાં ગણો, મ્હારી ચોપડીનાં પાનાં ગણો—એ પણ પૂરાં નહિ હોય, મ્હારા મ્હોડાં ઉપરનાં શીળીના ગોબા ગણો અને ચાર રોટલાના લોટ સારૂ કરીને મ્હારે કેટલે બધે ત્રાંબડી ફેરવવી પડે છે એ ગણો, એટલે તમારી ખાત્રી થશે કે આપણે કેટલા બધા ગરીબ છીએ!!

એ કરતાં પણ હજી વધારે પુરાવા જોઈતા હોય તો ચાલો મ્હારે ઘેરે, અને જુઓ કે શ્રાદ્ધનાં સીધાં લઈએ છીએ, ત્રિપંડીનાં દાન લઈએ છીએ, દાડાના લાડવા ખાઇએ છીએ, સંક્રાંત માગીએ છીએ, ધંતર-મંતરના ઢોંગ કરીએ છીએ અને ગ્રહણનાં દાન તથા મરતી વખતનાં આમાનનાં દાન લઈએ છીએ, છતાં પણ પેટનું પુરૂં થતું નથી અને ઘરનાં હાંડલાં કુસ્તી કરે છે!! એ જરા જોઈ જાઓ.

જે બ્રાહ્મણોએ આખી દુનિયામાં સૌથી સારાં સારાં શાસ્ત્રો બનાવ્યાં, જે બ્રાહ્મણો આખી દુનિયામાં સૌથી ઉત્તમમાં ઉત્તમ હતા, જે બ્રાહ્મણોને રાજાઓના રાજા પણ નમતા હતા અને જે બ્રાહ્મણો પોતાના જ્ઞાનથી તથા ત્યાગથી આખી દુનિયામાં પૂજાતા હતા, તે બ્રાહ્મણોના બાળકોની આજે કેવી અધમદશા થઈ છે એ જુઓ, એટલે તમારી ખાત્રી થશે કે જેનામાં ધર્મનું બળ હતું, જેના હાથમાં મોટી સત્તા હતી અને હજી પણ જેનું કાંઈક કાંઈક ચાલે છે તે બ્રાહ્મણોના પણ આવા બૂરા હાલ છે, ત્યારે બીજા લોકોની તો વાતજ શું પૂછવી?

હજી પણ જો તમને કાંઇ શંકા લાગતી હોય તો મ્હારી

કાકીની તથા મ્હારી દાદીની વાતચીત સાંભળી જાઓ ! જાણે મ્હોડામાંથી પથરાજ પડતા હોય, એવુંજ તમને લાગશે ! મ્હારી કાકીની ખીચડીમાં એવું જાદુ છે કે એ તો જે ખાય તેનેજ ખબર પડે. તુરતજ પેટ ઢમઢોલ થઇ જાય ને એક દિવસમાં આઠ વખત લોટકા ભરવા પડે. આવું તો આપણી બાઇડીઓનું ડ્હાપણ છે ! આ બધાં ઉપરથી આપણાં સુખોની ગણત્રી કરી લેવી અને વિચારી લેવું કે આપણા દેશની દશા કેવી છે ! !

કદે ઠીંગણો, શરીરે પાતળો, આંખે કાંણો, ફાટેલાં ટુંકાં ફાળીયાંવાળો અને વિચિત્ર દેખાવનો ગાંડાભટ્ટ જ્યારે વાંકોચુંકો થતો થતો આ વાત કરતો હતો ત્યારે મહેતાજીને તથા સૌ છોકરાઓને તે સાંભળવાની બહુ ગમત પડતી હતી અને જરા હસાહસ પણ ચાલતી હતી.

## આવું બોલતાં તને કેમ આવડયું ?

મહેતાજીએ કહ્યું:–અલ્યા ગાંડીયા, ચોથી ચોપડીવાળા તો ત્હારી હારના ઘણા જણા છે, તેમાં કોઇને આવું બોલતાં આવડતું નથી અને તને કેમ આવડે છે ?

ગાંડાભટ્ટે કહ્યું:–મ્હારો મામો શેઠીયાઓની પાસે વાર્ત્તાઓ કરવાનું કામ કરે છે, તેથી તેને ઘણી જાતની વાતો બહુ યાદ હોય છે, એ વાતો હું જ્યારે ત્યારે સાંભળ્યા કરૂં છું, અને તે પણ મને કહે છે કે, “ ત્હારા બાપની પેઠે ભીખ માગવામાં કાંઇ નહિ વળે અને હાલના વખતમાં કોઈ ભીખ પણ નહિ આપે, માટે લોકોને ગમે ને દેશનું ભલું થાય એવી વાર્ત્તાઓ કહેવાનું મ્હારી પાસેથી શીખી લે, એથી ત્હારૂં જ્ઞાન પણ

વધશે, એમાંથી ત્હારૂં ગુજરાન પણ ચાલશે અને દેશનાં ભલાંની વાતો કહી લોકોને જગાડવાથી લોકોને પણ ફાયદો થશે; માટે એવી વાતો શીખ.” તેથી હું મ્હારા મામા પાસેથી એવી વાતો શીખું છું, એટલે મને આવું બોલતાં આવડે છે.

**આપણો દેશ ગરીબ છે, એમ અમારી ખાત્રી થઇ છે.**

એ સાંભળીને મહેતાજી ખુશી થયા અને તેમણે કહ્યું કે, આપણો દેશ બહુ ગરીબ છે, અને આપણા લોકો બહુ દુઃખી છે, એમ તમારી સૌની ખાત્રી થઇ કે નહિ ?

સૌ છોકરાઓએ કહ્યું:–હા સાહેબ, એ બાબતમાં અમારી બરાબર ખાત્રી થઈ છે.

મહેતાજીએ કહ્યું:–ત્યારે હવે તમે વિચાર કરો કે આપણા દેશને આપણે એવો ને એવોજ ગરીબ રાખી મૂકવો જોઇએ કે એમાં કાંઇ ફેરફાર કરવો જોઈએ ?

સૌ છોકરાઓએ કહ્યું:–આપણા દેશને પાછો આબાદ કરવો જોઇએ, અને આપણા લોકો સુખી થાય એમ આપણે કરવું જોઈએ.

મહેતાજીએ કહ્યું:–તમારી એ વાત ખરી, પણ એ માટે આપણે શું ઉપાયો કરવા જોઇએ, એ કાંઈ તમે જાણો છો ? એ માટે હવે આવતી કાલે વાતો કરીશું, કારણ કે આજે વખત થઇ ગયો છે. એમ કહીને મહેતાજી ઉઠયા, અને વિદ્યાર્થીઓને રજા આપી.

## પાઠ ૨૦ મો—દેશની આબાદી કેમ થાય ?

એ પછી બીજે દિવસે મહેતાજીએ કહ્યું કે, આપણો દેશ ગરીબ છે, અને આપણા લોકો દુઃખી છે, એ વાત તો આપણે બરોબર રીતે સમજ્યા, પણ હવે એ ગરીબાઇ અને એ દુઃખો મટાડવા માટે હાલમાં આપણે શું ઉપાયો કરવા જોઇએ એ તમે જાણો છો ?

પહેલા નંબરવાળાએ કહ્યું:—હા સાહેબ, આપણા દેશના સૌ લોકોએ બહુજ સંપ રાખવો જોઇએ, તોજ આપણો દેશ આબાદ થઇ શકે, કારણ કે આપણા લોકોમાં સંપ નહોતો તેથીજ આપણા દેશની પાયમાલી થઇ છે, માટે હવે આપણે સૌએ જૂનાં વેરો ભૂલી જવાં જોઇએ અને એક બીજાના વાંકો માફ કરી જેમ બને તેમ સંપ વધારવો જોઇએ.

બીજા નંબરવાળાએ કહ્યું:—આપણા દેશમાં કોઇ પણ છોકરૂં ભણ્યા વિનાનું રહે નહિ, એવો કાયદો થવો જોઇએ; કારણ કે અજ્ઞાનપણાથીજ આપણી ખરાબી થઇ છે, તેથી જ્યારે કેળવણી વધશે ત્યારેજ આપણા લોકો પાછા સુખી થઇ શકશે.

ત્રીજા નંબરવાળાએ કહ્યું:—પરદેશી વસ્તુઓ વાપરવાને લીધેજ આપણો દેશ પાયમાલ થએલો છે, માટે જ્યારે આપણાં દેશના સૌ લોકો સ્વદેશી વસ્તુઓ વાપરશે ત્યારેજ આપણો દેશ આબાદ થઇ શકશે, અને ત્યારેજ આપણા લોકો સુખી થઇ શકશે.

**આપણી સ્ત્રીઓ સુધરશે ત્યારેજ આપણે સુખી થઇ શકશું.**

ચોથા નંબરવાળાએ કહ્યું:—જ્યાં સુધી આપણા દેશની

સ્ત્રીઓ સુધરે નહિ ત્યાં સુધી આપણે કદી પણ સુખી થઇ શકીએ નહિ, કારણ કે આપણી લગામ સ્ત્રીઓના હાથમાં છે.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:–તમે કેમ જાણ્યું કે આપણી લગામ સ્ત્રીઓના હાથમાં છે ?

છોકરાએ કહ્યું:–મ્હારા ઘરમાં હું જોઉં છું કે મ્હારી મા કહે તેમ મ્હારે કરવું પડે છે. મ્હારા બાપા પણ મ્હારી માનું કહ્યું માને છે. મ્હારા મોટાભાઇનું ભાભી પાસે કાંઇ ચાલતું નથી, ભાભી જેમ કહે તેમ થાય છે. બીજો ભાઈ પોતાની સાસુનું કહ્યું માને છે. ત્રીજો ભાઈ કુંવારો છે તે મ્હોટી બ્હેનનું કહ્યું માને છે. મ્હારી વચલી બ્હેન પણ એના વર ઉપર હુકમ ચલાવે છે, અને નાની બ્હેન હજી ગઇ સાલ પરણી તો પણ એટલીવારમાં એનું રાજ થઇ ગયું! કારણ કે પરણ્યા પહેલાં એનો વર કહેતો હતો કે મ્હારે જાપાન જવું છે, પણ હવે મ્હારી બ્હેન ના પાડે છે, તેથી તે જતો અટકી ગયો છે.

## બહાદુર થશું ત્યારેજ ફતેહ મળશે.

એ પછી મહેતાજીએ પાંચમા નંબરના છોકરા સામે જોયું, ત્યારે તેણે કહ્યું કે, હમણાં આપણે બાયલા જેવા થઈ ગયા છીએ, તેથી આપણા દેશની ખરાબી થઈ છે, માટે અંગ્રેજોની પેઠે આપણે ખૂબ હિંમતવાળા થઇશું અને જાપાનીઓની પેઠે આપણા દેશના ભલા ખાતર ઉત્સાહપૂર્વક સતેજ લાગણી રાખ્યા કરશું ત્યારેજ આપણે સુખી થઈ શકશું.

## હુન્નરશાળાઓની જરૂર.

છઠ્ઠા નંબરવાળાએ કહ્યું:–આપણા દેશમાં જ્યારે હુન્નરકળા વધશે, જ્યારે નવી નવી શોધો થશે, જ્યારે નવી નવી ખાણો નીકળશે અને જ્યારે હુન્નર–કળા શીખવવાની નિશાળો ઠેકાણે

ઠેકાણે થશે ત્યારે આપણો દેશ આબાદ થઈ શકશે.

## નાત-જાતનાં બંધનોથી થતી ખરાબી.

સાતમા નંબરવાળાએ કહ્યું:-નાત-જાતનાં બંધનોએ આપણું સત્યાનાશ વાળેલું છે, માટે જ્યારે એ બંધનો ઓછાં થશે ત્યારે જ આપણે સુખી થઈ શકશું.

## સ્વાર્થ તજી દઇને પ્રભુપ્રીત્યર્થે પરમાર્થ કરો.

આઠમા નંબરવાળાએ કહ્યું:-કાંઇ પણ સ્વાર્થ રાખ્યા વિના ઇશ્વરને અર્થે આપણે જ્યારે એક બીજાને ખુબ મદદ કરશું અને આપણા દેશના કોઇ પણ માણસને દુઃખી જોઈને જ્યારે આપણને ખરેખરી દિલગીરી લાગશે તથા અંદરથી આપણું અંતર બળશે ત્યારેજ આપણા દેશનું કલ્યાણ થઈ શકશે.

## બી વાવશો તો કોઈક દિવસ પણ ફળ મળશે.

મહેતાજીએ કહ્યું:-આ બધી વાતો જાણવાથી તમને શું ફાયદો થયો, એ મને કહો.

મગને કહ્યું:-પોતાના દેશનાં કલ્યાણની વાતો જાણવાની દરેક માણસની ફરજ છે, એમાં કાંઇ ફાયદા સામે જોવાનું નથી; પોતાને કાંઇ પણ ફાયદો ન થતો હોય તો પણ પોતાના દેશનું ભલું થાય એવી વાતો દરેક માણસે જાણવી જોઇએ.

મોહને કહ્યું:-જેટલું સાંભળ્યું એટલું અમારૂં જ્ઞાન વધ્યું એ અમને ફાયદો થયો છે.

મહેતાજીએ કહ્યું:-તમે જે સાંભળ્યું તે પ્રમાણે તમે કાંઈ હમણાં કરી શકો એમ નથી, ત્યારે એ સાંભળેલું શું કામનું ?

એ સાંભળીને રમણલાલે કહ્યું:-અમારા મનમાં જો એ જાતનાં બી પડેલાં હશે તો કોઈક દિવસ પણ એમાંથી ફણગા ફુટશે અને વખત આવ્યે તેમાંથી ઝાડ થશે તથા ફૂળ-ફૂલ મળશે.

# પાઠ ૨૧ મો—બાળકોનો ઠરાવ.



## આ પુસ્તકની વાતો જાણવાથી બાળકો ઉપર થએલી અસર.

એ પછી બીજે દિવસે આગળ પડતા હોશીયાર વિદ્યાર્થીઓને પોતાની પાસે બેસાડીને મહેતાજીએ કહ્યું:—ઘણા દિવસો થયા આપણે આપણા દેશના કલ્યાણની તથા આપણા ભાઇબંધોની સ્થિતિની વાતો કરીએ છીએ, તેમાંથી તમે સાર શું લીધો ? અને છેવટ શું ઠરાવ ઉપર આવ્યા ?

રતનલાલે કહ્યું:—એ બધું સાંભળીને મેં તો હમણાથીજ ઠરાવ કર્યો કે મ્હારાથી જે બની શકે તે મદદ સૌને આપવી અને સૌ સાથે ભાઇબંધી વધારવી.

કરસનદાસે કહ્યું:—આ બધી હકીકત જાણ્યા પછી મને એમ લાગે છે કે છોકરીઓ ભણે નહિ ત્યાં સુધી કાંઈ શુકરવાર થાય નહિ, માટે મ્હારી નાની બ્હેનને ભણાવવા મ્હારી માને સમજાવીશ, અને મ્હારી માશીને પણ કહીશ કે તમારી ચારે છોકરીઓ ઘરમાં મસ્તી કર્યા કરે એ શું કામનું ? તેઓને ભણવા મોકલો.

## અમો મોટા થશું ત્યારે શું કરશું ?

રણજીતસિંહે કહ્યું:-આ બધું સાંભળ્યું નહોતું ત્યાં સુધી મ્હારી મરજી એમ હતી કે મોટા થશું એટલે રજવાડાની નોકરી લેશું, પણ હવે મને એમ મરજી થાય છે કે મ્હારા બાપુને કહેવું કે મને સરકારનાં લશ્કરમાં નોકરી અપાવો, કાર-

ણુ કે કારકુનગીરી કર્યા કરવામાં કાંઈ બહાદુરી વધે નહિ, માટે હુવે અઢાર વરસનો થઈશ ત્યારે હું લશ્કરમાં દાખલ થઈશ.

શિવશંકરે કહ્યું:–આપણા દેશમાં અજ્ઞાન લોકો બહુ છે માટે ટ્રેનીંગ કૉલેજમાં પાસ થયા પછી હું તો સૌને મફત ભણાવવાનું કામ કરીશ. પહેલાં મને એમ લાગતું કે મહેતાજીની નોકરીમાં તે શું વળે ? પણ હવે તો મને વગર પગારના મહેતાજી થવાનું મન થાય છે. મ્હારી દાદી પાસે માલ ઘણો છે, એટલે પગારની કાંઇ દરકાર નથી, માટે આપણે તો સૌને મફત ભણાવશું.

## ખોટી ખુશામત કરનારના હાલ.

એ પછી મહેતાજીએ પૂછયું:–ગાંડાભટ્ટ, તમે શું કરશો ?

ગાંડાભટ્ટે કહ્યું:–અમે તો રાજાઓનાં ખૂબ વખાણ કરી કરીને તેને છાપરે ચડાવશું અને અમલદારોની ખુશામતો કરીને ખેતાબો મેળવશું. એ બહુજ સહેલો ને સસ્તો ધંધો છે. અમલદારોને ગમે તેવી લોકોની વિરૂદ્ધની બે ચાર આડી અવળી વાતો કહી દઇએ એટલે આપણું કામ થઈ જાય. એ કેવી મજે? તરત ખેતાબ મળે એવો ખુશામતનો રોકડીયો ધંધો મૂકીને બીજી ઉપાધિ તે કોણ કરે ? માટે આપણે તો એજ કરવાના !

એ સાંભળીને મહેતાજીના દેખતાં સૌ છોકરાઓએ હીસ હીસના પોકારો કર્યા, અને સુલેમાને જરા તપી જઇને કહ્યું કે, પ્રજાના લાભની વિરૂદ્ધ થાય એવાં માણસો સાથે તો કોઈ પણ જાતનો સંબંધ ન રાખવો જોઇએ અને એવાઓનું તો મ્હોડું પણ જોવું ન જોઈએ.

સુલેમાન જ્યારે આ પ્રમાણે કહેતો હતો ત્યારે ભીમરાવે

ગાંડાભટ્ટની પાસે જઇને તેના કાનમાં કહ્યું કે, એવું કરતાં પહેલાં વિચારજે, નહિ તો રખડી મરીશ, કારણકે સુલેમાન જેવા સ્વતંત્ર વિચારના હવે ઘણા જણાઓ છે, અને તે બધા કાંઈ ત્હારી આવી બેલગામણી વાતો સાંખી જાય તેમ નથી, માટે સંભાળજે નહિ તો—

એ હજી બીજું વધારે કહેવા જતો હતો એટલામાં ગાંડાભટ્ટે મહેતાજીને કહ્યું કે, સાહેબ, આપના દેખતાં આ બધા છોકરાઓ મ્હારૂં આવું અપમાન કાં કરે ?

મહેતાજીએ કહ્યું:—હવેની પ્રજા કાંઈ પોતાના દેશના લાભ વિરૂદ્ધની કે પોતાના હક વિરુદ્ધની વાતો સાંખી શકશે નહિ, માટે જે એવાં કામો કરે તેને તો એવીજ શિક્ષા થવી જોઈએ. એમાં કાંઈ ખોટું નથી.

**હું તો મ્હારી નાતનાં બંધનો ઓછાં થાય તેમ કરીશ.**

એ પછી મહેતાજીએ રસીકલાલ સામે જોઇને તેને પૂછ્યું કે, તમે શું કરશો ?

રસીકલાલે કહ્યું:—અમારી નાતમાં કન્યાઓની બહુ ખોટ છે, તેથી મ્હારા ચાર કાકા વાંઢા રખડે છે. તેમાંથી મ્હારા નાનાકાકા વિચાર કરે છે કે બ્રાહ્મણો કાંઈ બ્રાહ્મણોથી અભડાય નહિ, માટે અમે તો બીજી કોઇ નાતના બ્રાહ્મણોમાંથી કન્યા લાવશું, શાસ્ત્રમાં કાંઈ એ વાતની ના નથી; પણ મ્હારી દાદી તથા મ્હારી મા ના પાડે છે, તેથી એ અટકેલા છે, માટે હવે હું મોટો થઇશ ત્યારે જે જૂદી જૂદી નાતો સાથે મળી શકે તેમ હોય તેઓને મેળવવાની તજવીજ કરીશ, કારણ કે મ્હારા બાપા નાતના પટેલ છે, અને મ્હારા મામા પણ તેના ગામમાં

નાતના પટેલ છે, એટલે એ બાબતમાં મ્હારૂં કાંઈક ચાલી શકશે ખરૂં; માટે ભણી રહ્યા પછી હું તો એ બાબત ઉપર ખાસ ધ્યાન આપીશ.

ત્યાર પછી મહેતાજીએ કહ્યું:–પોપટ, તમે શું કરશો ?

**વકીલ થવા કરતાં કારીગર થવામાં હું વધારે માન સમજું છું.**

પોપટે કહ્યું:–મને હાઈકૉર્ટનો વકીલ બનાવવા મ્હારા બાપુનો વિચાર છે, પણ આ બધી વાતો સાંભળ્યા પછી હવે મને લાગે છે કે આપણા દેશને ફાયદો કરવા માટે હુન્નર–કળા શીખવાની વધારે જરૂર છે, માટે હું તો મ્હારા બાપુને કહીશ કે કાંઈક નવો હુન્નર શીખવા માટે મને જાપાન કે અમેરિકા મોકલો.

નાના નાના છોકરાઓને મ્હોડેથી આવી આવી વાતો સાંભળીને મહેતાજીને બહુ આનંદ થયો, અને તેને એમ લાગ્યું કે જ્યારે આપણા દેશમાં બાળકો આવી જાતના વિચારો કરશે અને આવી જાતની વાતો કરશે ત્યારેજ આપણા દેશનું કલ્યાણ થશે. એ પછી નિશાળનો વખત થઈ જવાથી મહેતાજીએ છોકરાઓને રજા આપી અને છેવટે કહ્યું કે,

**આ વાતો યાદ રાખજો. સૌને સંભળાવજો અને એ બાબત ઉપર ફરી ફરીથી વિચાર કરજો.**

૧ લો ભાગ સંપૂર્ણ.

તમારાં બાળકોનાં કોમળ હૃદયોપર સદ્‌ગુણની સચોટ છાપ પાડીને તેમને નીતિમાન અને આજ્ઞાંકિત બનાવવા માટે તેમજ બાળકોમાં ઈનામ તથા લ્હાણી આપવા માટે

# બાલ ગ્રંથાવલિનાં બીજાં ઉત્તમ પુસ્તકો.

---

# સદ્‌ગુણી બાળકો

અનેક બાળકોએ પ્રાણસાટે પણ પરહિત, સત્ય, પ્રમાણિકતા, આજ્ઞાપાલન, કુટુંબપ્રેમ વગેરે જુદા જુદા અનેકવિધ સદ્‌ગુણો દર્શાવી આપેલા તેવા ૮૧ બહુજ બોધપ્રદ અને ખરા બનેલા બનાવો આમાં આપેલા છે. ચોથી આવૃત્તિ, પૃષ્ઠ ૧૯૨, કિંમત ચાર આના.

---

# બાળ સદ્‌બોધ

મહાભારત, રામાયણ, ભાગવત ૬૦ ધર્મગ્રંથો તેમજ બીજાં ઉત્તમ પુસ્તકોમાંના અનેક સુબોધદાયક પ્રસંગો, વાતો અને દ્દષ્ટાંતો દ્વારે ઉત્તમ ધાર્મિક શિક્ષણ આમાં છે. ચોથી આવૃત્તિ, પૃષ્ઠ ૧૨૮. કિંમત ત્રણ આના.

---

આ ગ્રંથાવલિમાં બીજાં પુસ્તકો પણ નિકળનાર છે.

આ ખાતા તરફથી લોકહિતાર્થે સ્વલ્પ મૂલ્યે નિકળેલાં બીજાં નાના [illegible] પુષ્કળ ઉત્તમ પુસ્તકોનું સૂચિપત્ર મફત મોકલાશે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—મુંબઈ નં. ૨ અને અમદાવાદ.